JINATATTVA - By Dr. RAMANLAL C. SHAH
( A Collection of articles on Jain Subjects )

Published by - Shree Bombay Jain Yuvak Sangh
385, Sardar V. P. Road, Bomday-400 004

Price : Rs. 20-00

પ્રથમ આવૃત્તિ : જુલાઈ, ૧૯૮૫

મૂલ્ય રૂ. ૨૦-૦૦

પ્રકાશક :

શ્રી મુંબઈ જૈન યુવક સંઘ
૩૮૫, સરદાર વી. પી. રોડ
મુંબઈ ૪૦૦ ૦૦૪

મુખ્ય વિક્રેતા :

નવભારત સાહિત્ય મંદિર
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨
અને
ગાંધી રોડ, અમદાવાદ-૧

મુદ્રક :

શિવલાલ જેસલપુરા અને ગિરીશ જેસલપુરા
સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસ
શાહપુર ચકલા



અર્પણ

પરમ પૂજ્ય શાસ્ત્રવિશારદ
ગચ્છાધિપતિ આચાર્યદેવ
શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી
મહારાજ સાહેબને
સાદર વંદના સાથે...

—રમણલાલ ચી. શાહ

आदाणाणपमाणं णाणं णेयप्पमाणमुद्दिट्ठं ।
णेयं लोयालोयं तम्हा णाणं तु सव्वगयं ॥

—પ્રવચનસારોદ્ધાર

[ આત્મા જ્ઞાનપ્રમાણુ છે, જ્ઞાન જ્ઞેયપ્રમાણુ છે, જ્ઞેય લોકાલોકપ્રમાણુ છે, એ દષ્ટિએ જ્ઞાન સર્વવ્યાપી છે. ]

* * *

जहा सूई ससुत्तां, पडियावि न विणस्सइ ।
एवं जीवे ससुत्ते, संसारे न विणस्सइ ॥

—ઉત્તરાધ્યયનસૂત્ર

[ જેમ દોરો પરોવેલી સોઈ પડી જવા છતાં ગુમ થઈ જતી નથી તેમ જ્ઞાનરૂપી સૂત્રમાં પરોવાયેલો આત્મા સંસારમાં નષ્ટ-ભ્રષ્ટ થતો નથી. ]

* * *

जे एगं जाणइ से सव्वं जाणइ ।
जे सव्वं जाणइ से एगं जाणइ ॥

—આચારાંગસૂત્ર

[ જે એકને જાણે છે તે સર્વને જાણે છે અને જે સર્વને જાણે છે તે એકને જાણે છે. ]

# ડૉ. રમણલાલ ચી. શાહનાં પુસ્તકો

**એકાંકી-સંગ્રહ**

શ્યામ રંગ સમીપે

**જીવનચરિત્ર**

ગુલામોનો મુક્તિદાતા
હેમચંદ્રાચાર્ય

**પ્રવાસ-શોધસફર**

એવરેસ્ટનું આરોહણ (બીજી આવૃત્તિ)
ઉત્તર ધ્રુવની શોધસફર
પાસપૉર્ટની પાંખે (બીજી આવૃત્તિ)
પ્રદેશે જય-વિજયના

**સાહિત્ય-વિવેચન**

ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન (અન્ય સાથે)
૧૯૬૨નું ગ્રંથસ્થ વાઙ્મય
પડિલેહા
આપણાં ફાગુકાવ્યો
સમયસુંદર
નળ-દમયંતીની કથાનો વિકાસ
બુંગાકુ-શુમિ
ક્રિતિકા

**સંશોધન-સંપાદન**

નલ-દવદંતી રાસ (સમયસુંદરકૃત)
જંબૂસ્વામી રાસ (યશોવિજયકૃત)

કુવલયમાળા (ઉદ્દ્યોતનસૂરિકૃત)
મૃગાવતીચરિત્ર ચૌપઈ (સમયસુંદરકૃત)
નલ-દવદંતી પ્રબંધ (ગુણવિનયકૃત)
થાવચ્ચાસુત રિષિ ચોપાઈ (સમયસુંદરકૃત)
નલરાય-દવદંતી ચરિતં (ઋષિવર્ધનસૂરિકૃત)
ધન્ના-શાલિભદ્ર ચોપાઈ (ગુણવિનયકૃત)
બે લઘુ રાસકૃતિઓ (જ્ઞાનસાગર અને ક્ષમાકલ્યાણકૃત)

**સંક્ષેપ**

સરસ્વતીચંદ્ર – ભાગ ૧ (પાઠ્યસંક્ષેપ)

**ધર્મ – તત્ત્વજ્ઞાન**

જૈન ધર્મ (છઠ્ઠી આવૃત્તિ)
जैन धर्म (હિંદી આવૃત્તિ)
जैन धर्म (મરાઠી આવૃત્તિ)
બૌદ્ધ ધર્મ
નિહ્નવવાદ
Shraman Bhagvan Mahavir and Jainism
Buddhism – An Introduction
જિનતત્ત્વ

**સંપાદનો** (અન્ય સાથે)

મનીષા; શ્રેષ્ઠ નિબંધિકાઓ; શબ્દલોક;
ચિંતનયાત્રા; નીરાજના; અક્ષરા; અવગાહન;
જીવનદર્પણ; સમયચિંતન; કવિતાલહરી;
જૈન સાહિત્ય સમારોહ-ગુચ્છ ૧ ઇત્યાદિ

**પ્રકીર્ણ**

એન. સી. સી.

# પ્રકાશકીય

ડૉ. રમણલાલ ચી. શાહનું 'જિનતત્ત્વ' નામનું આ પુસ્તક શ્રી મુંબઈ જૈન યુવક સંઘના 'સ્વ. દીપચંદ ત્રિભોવનદાસ શાહ ટ્રસ્ટ'ની ગ્રંથશ્રેણીના ત્રીજા પુસ્તક તરીકે પ્રગટ થાય છે એ સંઘ માટે આનંદ અને ગૌરવની વાત છે.

સ્વ. દીપચંદભાઈ યુવાન વયે શ્રી મુંબઈ જૈન યુવક સંઘના સભ્ય તરીકે જોડાયા હતા અને સંઘની કાર્યવાહક સમિતિના સક્રિય કાર્યકર રહ્યા હતા. લગભગ સાત વર્ષ સુધી તેમણે મંત્રી તરીકે સંઘને સેવા આપી હતી. સંઘ પ્રત્યે એમને ઘણી મમતા હતી. અને એથી જ એમના અવસાન પછી એમનાં પત્ની શ્રીમતી ધીરજબહેન શાહ તથા પુત્રી પ્રો. તારાબહેન રમણલાલ શાહ તરફથી સ્વ. દીપચંદભાઈના સ્મરણાર્થે રૂપિયા ત્રીસ હજારની રકમ સંઘને ભેટ આપવામાં આવી હતી. સ્વ. દીપચંદભાઈની જૈન ધર્મના પ્રચાર માટેની ભાવનાને લક્ષમાં રાખી આ રકમના વ્યાજમાંથી જૈન ધર્મને લગતાં પુસ્તકો પ્રગટ કરવામાં આવે એ માટે સંઘે આ રકમનો સ્વીકાર કર્યો અને એનું અલગ જાહેર ટ્રસ્ટ કરવાનો નિર્ણય કર્યો કે જેથી બીજા દાતાઓ તરફથી પણ એમાં યથાશક્તિ રકમ ભરાતી રહે અને ટ્રસ્ટ દ્વારા જૈન ધર્મના જુદા જુદા વિષયોનાં પુસ્તકો પ્રગટ થતાં રહે.

સ્વ. દીપચંદભાઈ સૌરાષ્ટ્રમાં ધ્રાંગધ્રાના વતની હતા. તેમણે ધ્રાંગધ્રા, અમદાવાદ અને લખનૌમાં અભ્યાસ કર્યો હતો. ત્યાર-પછી તેમણે મુંબઈ આવી દિનકર ટ્રેડિંગ કંપનીના નામથી વેપાર શરૂ કર્યો હતો. વેપારમાં તેમણે પ્રામાણિકતાનો આગ્રહ રાખ્યો હતો; એથી એમની પ્રતિષ્ઠા ઘણી વધી હતી અને વેપારમાં એમણે સારી સિદ્ધિ મેળવી હતી. વેપારાર્થે ૧૯૬૩માં અને ૧૯૬૭માં એમ બે વખત તેઓ જાપાન જઈ આવ્યા હતા.

શ્રી મુંબઈ જૈન યુવક સંઘ અને શ્રી સંયુક્ત જૈન વિદ્યાર્થી ગૃહના આદ્ય સંસ્થાપકોમાંના એક સ્વ. મણિલાલ મો. શાહે સ્વ. દીપચંદભાઈમાં પ્રામાણિકતા, ઉત્સાહ, ઉદારતા અને સેવાની તત્પરતા જોઈને એમને એ બે સંસ્થાઓની કાર્યવાહક સમિતિમાં લીધા હતા. આ બંને સંસ્થાઓને સ્વ. દીપચંદભાઈએ જીવનપર્યંત પોતાની મૂલ્યવાન સેવાઓ આપી હતી.

સ્વ. દીપચંદભાઈએ કેળવણી એન્જિનિયરિંગની લીધી; વેપાર આયાતનિકાસનો કર્યો, પરંતુ તેમના રસના વિષયો તો ઇતિહાસ, ધર્મ અને તત્ત્વજ્ઞાન હતા. પોતાના ફાજલ સમયમાં તેઓ હંમેશાં કોઈ ને કોઈ ગ્રંથનું અધ્યયન કરતા રહેતા. જીવનનાં અંતિમ વર્ષોમાં તેઓ કેટલાક જૈન સાધુઓના ગાઢ સંપર્કમાં આવ્યા હતા અને એથી જૈન ધર્મનો દેશવિદેશમાં ખૂબ પ્રચાર થાય એવી એમની ઊંડી ભાવના હતી. એમની ભાવનાને લક્ષમાં રાખી એમનાં કુટુંબીજનોએ કરેલી સખાવતની રકમમાંથી શ્રી મુંબઈ જૈન યુવક સંઘે જૈન ગ્રંથશ્રેણીનું પ્રકાશન ચાલુ કર્યું છે.

આ ગ્રંથશ્રેણી માટે ડૉ. રમણલાલ ચી. શાહે 'જિનતત્ત્વ' નામનું આ પુસ્તક તૈયાર કરી આપ્યું એ માટે સંઘ વતી અમે તેમનો આભાર માનીએ છીએ.

સંઘની આ યોજનામાં દાતાઓ અને લેખકોનો સારો સહકાર સાંપડી રહેશે એવી આશા રાખીએ છીએ.

**ચીમનલાલ જે. શાહ**
**કે. પી. શાહ**
મંત્રીઓ
**શ્રી મુંબઈ જૈન યુવક સંઘ**

# નિવેદન

શ્રી મુંબઈ જૈન યુવક સંઘના સ્વ. દીપચંદ ત્રિભોવનદાસ શાહ ટ્રસ્ટની ગ્રન્થશ્રેણીમાં 'જિનતત્ત્વ' નામનું મારું આ પુસ્તક પ્રગટ થાય છે તેથી આનંદ અનુભવું છું.

શ્રી મુંબઈ જૈન યુવક સંઘ તરફથી યોજાતી પર્યુષણ વ્યાખ્યાનમાળાનું પ્રમુખપદ મને સોંપાયું ત્યારે એવો વિચાર કર્યો કે દર વર્ષે કોઈક એક જૈન પારિભાષિક વિષય ઉપર મારે વ્યાખ્યાન આપવું. એ પ્રમાણે ગત તેર વર્ષ દરમિયાન જૈન ધર્મના જુદા જુદા વિષયો ઉપર વ્યાખ્યાનો અપાયાં અને તેમાંનાં કેટલાંક 'પ્રબુદ્ધ જીવન'માં કે અન્યત્ર લેખરૂપે પ્રગટ થયાં. એ લેખો, અન્ય કેટલાક લેખો સહિત, આ ગ્રન્થરૂપે પ્રગટ કર્યા છે.

આ ગ્રન્થના કેટલાક વિષયો પારિભાષિક છે, પરંતુ તેની સમજણ શક્ય તેટલી સરળ ભાષામાં આપવાનો પ્રયત્ન કર્યો છે. જટિલ ચર્ચા યથાશક્ય નિવારી છે, જેથી લેખ દુર્બોધ ન બને. સામાન્ય જિજ્ઞાસુ વાચકોને તે તે વિષયો ઉપર જાણવા જેવી કેટલીક માહિતી મળી રહે એવી દૃષ્ટિ રાખી છે. કેટલીક પારિભાષિકતા, અલબત્ત, અનિવાર્ય બની છે.

જૈન ધાર્મિક વિષયોનો અભ્યાસ મેં કોઈ પંડિતો કે આચાર્ય ભગવંતો પાસે ક્રમાનુસાર વ્યવસ્થિત કર્યો નથી. પરંતુ મારી રુચિ અને જિજ્ઞાસા અનુસાર, વિશેષતઃ ગ્રંથો દ્વારા, સ્વયમેવ કર્યો છે. પૂર્વસૂરિઓના ગ્રંથોનો આધાર તે માટે લીધો છે અને જ્યાં સંશય થયો ત્યાં આચાર્ય ભગવંતો પાસે જઈ ખુલાસો કરી લીધેલો છે. એ માટે સ્વ. પૂ. પુણ્યવિજયજી મહારાજ, સ્વ. પૂ. વિજય-

ધર્મસૂરિ, સ્વ. પૂ. તત્ત્વાનંદવિજયજી, પૂ. વિજયરામચંદ્રસૂરિ, પૂ. વિજયભુવનભાનુસૂરિ, પૂ. યશોદેવસૂરિ, પૂ. ચન્દ્રોદયસૂરિ વગેરેનો ઋણી છું. આમ છતાં આ ગ્રન્થમાં કોઈ પણ સ્થળે છદ્મસ્થપણાને કારણે, મંદતાને કારણે કંઈ પણ સરતચૂક થઈ હોય કે અન્ય કોઈ દોષ રહી ગયો હોય અથવા ક્યાંય જિનાજ્ઞા વિરુદ્ધ પ્રરૂપણા થઈ હોય તો તે માટે મિચ્છામિ દુક્કડમ્.

આ પુસ્તકનું સરસ મુદ્રણકાર્ય કરી આપવા માટે સ્વાતિ પ્રિન્ટિંગ પ્રેસના ડૉ. શિવલાલ જેસલપુરા તથા શ્રી ગિરીશભાઈ જેસલપુરાનો હું આભારી છું. શ્રી મુંબઈ જૈન યુવક સંઘે મારું આ પુસ્તક પ્રગટ કર્યું તે માટે સંઘનો પણ આભારી છું.

મુંબઈ, તા. ૨-૭-૮૫ — **રમણલાલ ચી. શાહ**
ગુરુપૂર્ણિમા – સં. ૨૦૪૧

# અનુક્રમ

# ❖ ત્રિવિજય

જીવમાત્રના દેહની કેટલીક ખાસિયતો છે. જીવન ટકાવી રાખવા માટે દરેક જીવને પોતાની કક્ષાનુસાર સ્થૂળ કે સૂક્ષ્મ આહારની જરૂર પડે છે. જીવસૃષ્ટિમાં ઉચ્ચતમ કક્ષામાં મનુષ્ય છે. મનુષ્યને પોતાનું શરીર ટકાવી રાખવા માટે આહાર લેવો પડે છે. આહાર ઉપરાંત નિદ્રાની પણ જરૂર રહે છે. નિદ્રાવસ્થામાં શરીર ઘણુંખરું મર્યાદિત હલનચલનવાળું બને છે. પરંતુ જાગ્રત અવસ્થા પ્રાપ્ત થતાં શરીરને સારું રાખવા માટે હલનચલન; વ્યાયામ, હરવું-ફરવું ઇત્યાદિની અપેક્ષા રહે છે.

દેહમાં આત્મા વસેલો છે. આત્મા અને દેહનાં લક્ષણો વિભિન્ન છે. આહાર ન લેવો એટલે કે અણાહારી-પણું એ આત્માનો સ્વભાવ છે. પરંતુ અનાદિથી જીવને આહારના સંસ્કાર પડેલા છે. આહાર એ આત્માની વિભાવ દશા છે. તેવી જ રીતે સતત જાગ્રત અવસ્થા એ આત્માનો સ્વભાવ છે. પરંતુ અનાદિથી જીવને નિદ્રાના સંસ્કાર પડેલા છે. નિદ્રા એ આત્માની વિભાવ દશા છે. સંપૂર્ણ સ્થિરતા—અચલત્વ એ આત્માનો સ્વભાવ છે. પરંતુ અનાદિથી જીવને ચંચલતાના સંસ્કાર પડેલા છે. ચંચલતા એ આત્માની વિભાવ દશા છે.

જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી આહાર, નિદ્રા અને ચંચલત્વનાં લક્ષણો સામાન્ય રીતે રહ્યા કરે છે. એ ત્રણેય ઉપર જેટલે અંશે વિજય મેળવી શકાય તેટલે અંશે આત્માના સ્વભાવ તરફ ગતિ કરી શકાય. માણસ આહાર ઓછો લે અથવા ન લે અને છતાં પ્રસન્ન રહે એ સરળ વાત નથી. માણસ અલ્પ નિદ્રા લઈને અથવા નિદ્રા ન લઈને સ્ફૂર્તિમય રહે એ કઠિન વાત છે. માણસ એક જ આસને લાંબો સમય બેસી શકતો નથી. અંગાંગો જકડાઈ જાય છે, શરીર થાકી જાય છે.

સારું ખાવું-પીવું, હરવું-ફરવું, આરામ કરવો, આનંદ-પ્રમોદમાં સમય પસાર કરવો એ તન અને મનનું ભૌતિક સુખ છે, આત્મિક સુખ નથી. માણસ ભૂખ્યા રહેવાનો, ઓછી નિદ્રા લેવાનો અને કોઈ એક આસને લાંબો સમય સ્થિર રહેવાનો મહાવરો જો કરવા માંડે તો ક્રમે ક્રમે તેમાં આગળ વધી શકે. પરંતુ એવું કરવાની જરૂર શી ? – એવો પ્રશ્ન થશે. આત્માના મૂળ સ્વભાવ પ્રતિ ગતિ કરવા માટે જ એની જરૂર છે. એ માટે આનંદ, ઉલ્લાસ, ધગશ, પુરુષાર્થ ઇત્યાદિના ઉત્કટ ભાવ હોય તો ચૈતન્યનો સવિશેષ આવિષ્કાર થાય, અન્યથા આ બધું માત્ર દેહકષ્ટ કે વેઠ બરાબર લાગે.

જે મનુષ્ય આહાર, નિદ્રા અને આસન ઉપર થોડો પણ કાબૂ મેળવે છે તે પોતાની સ્થૂળ તથા સૂક્ષ્મ ઇન્દ્રિયો ઉપર સંયમ મેળવવા લાગે છે. થોડો પણ યોગાભ્યાસ

થતાં એનો અનુભવ કરી શકાય છે. ચિત્ત સ્વેચ્છાએ સંયમમાં રહ્યું હોય તો દેહની કેટલીક ક્રિયાઓ કેટલોક વખત અટકાવી શકાય છે. કોઈ જાહેર સભામાં બેઠેલો માણસ ભૂખ, શૌચાદિ હાજતનો કુદરતી નિરોધ કરી શકે છે. પંડિત યુગના એક ગુજરાતી લેખક માટે કહેવાય છે કે તેમને દર પંદર-વીસ મિનિટે લઘુશંકા માટે ઊઠવું પડે એવો વ્યાધિ થયો હતો; પરંતુ તેઓ પદ્માસન કે અર્ધ-પદ્માસન લગાવી ધ્યાન કે સ્વાધ્યાયમાં બેસી જતા તો ત્રણ-ચાર કલાક સુધી પણ ઊઠવાની જરૂર પડતી નહિ!

યમ, નિયમ, આસન-પ્રાણાયામ, ઇત્યાદિ યોગના આરંભનાં પગથિયાં સિદ્ધ કર્યા પછી જેઓને ધ્યાન અને સમાધિમાં જવાનો મહાવરો ઠીક ઠીક હોય છે તેઓને ચિત્ત દ્વારા ઇન્દ્રિય-સંયમ સહજ બને છે અને દેહની કુદરતી જરૂરિયાતો તેટલો સમય ખાસ જણાતી નથી. મહાન યોગીઓ જીભની ખેચરી મુદ્રા વડે તેમાંથી અમૃત-બિંદુ પ્રાપ્ત કરીને આઠ-દસ દિવસ સુધી આહાર વગર રહી શકે છે. કેટલાય મહાત્માઓ દિવસોના દિવસો સુધી નિદ્રારહિત સતત જાગ્રત અવસ્થામાં પ્રસન્નતાપૂર્વક રહી શકે છે. ધ્યાન અને સમાધિમાં એવી તાકાત છે કે ચિત્ત અથવા તો આત્મા સમગ્ર દેહ ઉપર પૂર્ણ પ્રભુત્વ પ્રાપ્ત કરી લે છે.

દેહ ઉપર વિજય મેળવવાનું કામ બધાં માટે એક-સરખું ન હોઈ શકે. દરેકના દેહ એકસરખા નથી હોતા,

તેમ દરેકની ચિત્તશક્તિ પણ એકસરખી ન હોઈ શકે. જૈન ધર્મની માન્યતા અનુસાર વર્તમાન સમયમાં, પાંચમા આરામાં મનુષ્યને જે દેહ મળ્યો છે તેની મર્યાદામાં રહીને તે કેટલુંક સિદ્ધ કરી શકે છે. જૈન ધર્મે દેહના સંઘયણ અને સંસ્થાનના પ્રકારો બતાવ્યા છે. શરીરનાં હાડકાંઓનો જે બંધ હોય છે તેને સંઘયણ કહેવામાં આવે છે, અને શરીરના આકારવિશેષને સંસ્થાન કહેવામાં આવે છે. સંઘયણના આ પ્રમાણે છ પ્રકાર ઊતરતા ક્રમમાં છે : (૧) વજ્ર, ઋષભનારાચ સંઘયણ, (૨) ઋષભનારાચ સંઘયણ, (૩) નારાચ સંઘયણ, (૪) અર્ધનારાચ સંઘયણ, (૫) કીલિકા સંઘયણ, અને (૬) સેવાર્ત સંઘયણ. એ જ રીતે સંસ્થાનના આ પ્રમાણે છ પ્રકાર ઊતરતા ક્રમમાં છે : (૧) સમચતુરસ્ર સંસ્થાન, (૨) ન્યગ્રોધ, (૩) સાદિ, (૪) વામન, (૫) કુબ્જ, અને (૬) હુંડક. વળી આહારના ત્રણ પ્રકાર બતાવ્યા છે : (૧) ઓજાહાર, (૨) લોમાહાર અને (૩) કેવળાહાર. આ બધા પારિભાષિક પ્રકારોની સમજણ જૈન શાસ્ત્રગ્રંથોમાં સાંપડે છે, જે પ્રમાણે દેહ અને સંસ્થાન, તે પ્રમાણે તે જીવ પોતાની આત્મશક્તિને વધુ સ્ફુરાવી શકે છે. તીર્થંકરો અને કેવળજ્ઞાનીઓના દેહનાં સંઘયણ અને સંસ્થાન ઉત્તમ પ્રકારનાં હોય છે.

ચરમ તીર્થંકર દેવાધિદેવ ભગવાન મહાવીરે કેવળજ્ઞાનની પ્રાપ્તિ પૂર્વે લગભગ સાડા બાર વર્ષ જે તપસ્યા કરી તે અજોડ છે. वीरस्य घोरम् तपो । – એમ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે યથાર્થ જ કહ્યું છે. ભગવાન મહાવીર ક્ષત્રિય

રાજકુમાર હતા. ખાનપાન આદિ ભોગવિલાસની કોઈ કમી નહોતી. છતાં એનો ત્યાગ કરીને તેઓ તપશ્ચર્યા કરવા નીકળી પડ્યા. લગભગ સાડા બાર વર્ષના સાધનાકાળમાં એમણે બહુ જ ઓછા દિવસ આહાર લીધો હતો. એક વખત સળંગ છ મહિના સુધી ઉપવાસ કર્યા; બીજી વખત છ મહિનામાં થોડા દિવસ ઓછા એવા સળંગ ઉપવાસ કર્યા. આઠ-પંદર દિવસ કે મહિનાના ઉપવાસ તો કેટલીય વાર કર્યા. શાસ્ત્રકારોએ નોંધ્યું છે કે ભગવાન મહાવીરે સાડા બાર વર્ષ દરમિયાન જેટલા ટંક આહાર લીધો તેનો સરવાળો કરવામાં આવે તો લગભગ એક વર્ષ જેટલો થાય. સાડા બાર વર્ષ દરમિયાન લગભગ ૧૧ વર્ષથી અધિક સમય તેમણે આહાર વગર ચલાવ્યું.

એવી જ રીતે એ સાધનાકાળ દરમિયાન એમણે નિદ્રારહિત એવાં કેટલાંય દિવસ-રાત સતત જાગ્રત અવસ્થામાં પસાર કર્યાં. શરીર ઉપર એમણે એટલો બધો સંયમ મેળવી લીધો હતો કે કોઈ પણ એક આસનમાં ઘણા લાંબા સમય સુધી તેઓ સ્થિર રહી શકતા. એમણે છેવટે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું તે પણ, ગોવાળ પગમાં તાંબડી ભરાવી ગાય દોહવા બેસે એવા કઠિન ગોદોહિકા નામના આસનમાં.

ભગવાન મહાવીરે, આમ, આહાર, નિદ્રા અને આસન એ ત્રણ ઉપર અપૂર્વ વિજય મેળવ્યો હતો અને એમાંથી જ એમની બીજી અનેક શક્તિઓ પ્રગટી હતી. આ

ત્રિવિજયની શક્તિ તેમણે ધ્યાનની પ્રક્રિયામાંથી મેળવી હતી એમ કહેવાય છે. ત્રિવિજય દ્વારા જ તેમણે ભયંકર ઘાતીકર્મોનો ક્ષય કર્યો. ધ્યાન દ્વારા જ તેમણે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું.

ત્રિવિજયયુક્ત આવી ઘોર તપશ્ચર્યાને કારણે વર્ધમાન-કુમાર તે ભગવાન મહાવીર બન્યા. એમની સાધનાનો ઇતિહાસ સાધકોને માટે પ્રેરણાસ્રોત સમાન છે.



# ❈ પ્રતિસેવના

કોઈકના માંદગીના સમાચાર સાંભળતાં આપણાથી સહજ પુછાઈ જાય છે, 'શું થયું છે?' સામાન્ય રીતે કોઈક રોગનું નામ કહેવાય છે. દાક્તર રોગનું બરાબર નિદાન કરે તે પછી ઉપચાર થાય છે.

કોઈક વખત એવું પણ સાંભળીએ છીએ: 'છેલ્લી ઘડી સુધી શું રોગ હતો તે જ ખબર ન પડી. યોગ્ય નિદાન થયું નહિ અને માણસ મૃત્યુ પામ્યો.'

કોઈક વખત એવું સાંભળીએ છીએ: 'નિદાન બરાબર હતું, પરંતુ દવા બરાબર નિયમિત થઈ નહિ.'

તો કોઈ વખત એવું સાંભળીએ છીએ કે: 'નિદાન બરાબર હતું, પરંતુ દવા લાગુ પડી નહિ, કારણ કે રોગ ઘણો આગળ વધી ગયો હતો.'

રોગ થવો, એનાં કારણોની તપાસ થવી, યોગ્ય નિદાન થવું, ઉપચાર નક્કી થવો, ઉપચારનો તરત બરાબર અમલ થવો અને દર્દી સાજો થવો – આ બધા તબક્કામાં જેઓ અત્યંત સાવધ રહી ચીવટપૂર્વક વર્તે છે તે રોગથી મુક્ત થઈ શકે છે.

જેમ શરીરના રોગ હોય છે એમ મનના અને આત્માના રોગ પણ હોય છે. શરીરના રોગનાં ચિહ્નો

તરત નજરે પડે છે. પરંતુ મન અને આત્માના રોગનાં ચિહ્નો જણાતાં વાર લાગે છે. ક્યારેક જણાતાં પણ નથી. વળી તેના ઉપચારો પણ સૂક્ષ્મ હોય છે અને તેનું પરિણામ ક્યારેક વિલંબિત હોય છે.

રોગના નિરાકરણ માટે દર્દીએ પોતાની વાત પ્રામાણિકપણે કહી દેવી જોઈએ. એથી દાક્તરને નિરાકરણ કરવામાં અનુકૂળતા રહે છે. જો તે છુપાવે તો કેટલીક વાર ઉપચાર ઊંધા પણ પડે.

પ્રાચીન સમયનું એક સરસ દૃષ્ટાંત છે. એક તાપસ વનમાં ખૂબ તપશ્ચર્યા કરતો અને ફળફળાદિ ખાઈને પોતાનો નિર્વાહ કરતો. એક દિવસ એક સ્થળેથી બીજે સ્થળે એ જતો હતો એવામાં એને કકડીને ભૂખ લાગી હતી; પરંતુ આસપાસ ક્યાંય કશું ખાવાનું મળ્યું નહિ. એમ કરતાં કરતાં તે એક નદી પાસે આવ્યો. તેની ભૂખ વધી ગઈ હતી. એણે કેટલાક માછીમારોને નદીમાંથી માછલી પકડતા જોયા. માછીમારો પછી માછલી રાંધીને ખાવા બેઠા. તાપસને બહુ ભૂખ લાગી હતી. તાપસ માત્ર ફળાહાર કરતો હતો, પરંતુ ભૂખ બહુ લાગી હતી એટલે માછીમારોએ આપેલી માછલી એણે પેટ ભરીને ખાધી. પરંતુ એણે પહેલાં ક્યારેય માછલી ખાધી નહોતી. એટલે અજીર્ણના દોષને કારણે એને તાવ ચઢચો. આશ્રમમાં એ પહોંચ્યો ત્યારે એની તબિયત ઘણી બગડી ગઈ. વૈદે કરેલા સામાન્ય ઉપચારોની કંઈ અસર ન થઈ, કારણ કે

તાપસે વૈદને માત્ર ફળાહારની વાત કરી, માછલીની નહિ. એટલે વૈદે કહ્યું, 'મારા ઉપચારો ઊંધા પડ્યા છે. માટે તમારાથી જરૂર કોઈ એવી વસ્તુ ખવાઈ ગઈ હશે જે તમને યાદ આવતી નહિ હોય. માટે બરાબર યાદ કરો.' પરંતુ તાપસે ફરીથી કહ્યું કે પોતે ફળાહાર સિવાય કશું જ ખાધું નથી. વૈદના જુદા જુદા બધા ઉપચારો ઊંધા પડવા લાગ્યા. હવે તો કદાચ પ્રાણ બચશે નહિ એમ વૈદને લાગ્યું. વૈદે ફરી એક વખત તાપસને કહ્યું, 'તમે જે કંઈ ખાધું હોય તે બધું હજી બરાબર યાદ કરો, કારણ કે મારા બધા ઉપચારો ઊંધા પડે છે ને તમારો જાન હવે જોખમમાં છે.' એટલે તાપસે કબૂલ કર્યું કે પોતે માછલી ખાધી છે. વૈદે તરત જ એ પ્રમાણે ઉપચારોમાં ફેરફાર કર્યા અને થોડા દિવસમાં તાપસ સાજો થઈ ગયો.

જેમ તાપસની બાબતમાં તેમ પોતાના જીવનની બાબતમાં માણસ જો પોતાના દોષોનો સમયસર પ્રામાણિકપણે એકરાર કરી લે છે તો તે ભૌતિક, નૈતિક અને આધ્યાત્મિક નુકસાનમાંથી બચી જઈ શકે છે.

સ્નાન, પ્રક્ષાલન, દંતધાવન ઇત્યાદિ દ્વારા પ્રતિદિન પોતાના દેહની શુદ્ધિ માટે મનુષ્ય જેટલો પ્રયત્નશીલ હોય છે તેટલો ચિત્તની શુદ્ધિ કે આત્માની શુદ્ધિ માટે હોતો નથી. આત્માનું સ્વરૂપ કેવું છે, આત્માના ગુણો કયા કયા છે, આત્માને કયા કયા દોષોથી બચાવવાનો હોય છે તે જે જાણે છે તે આત્માની વિશુદ્ધિ માટે પ્રયત્નશીલ રહી શકે છે.

દોષોનું સેવન કરવાથી આત્મા અશુદ્ધ બને છે. આ પ્રકારના દોષસેવનને શાસ્ત્રીય પરિભાષામાં 'પ્રતિસેવના' કહેવામાં આવે છે. પ્રતિસેવના થવાનાં દસ મુખ્ય કારણો છે. ભગવતીસૂત્રમાં કહ્યું છે : दसविहा पडिसेवणा पण्णत्ता. આ દસ પ્રકારની પ્રતિસેવના નીચે પ્રમાણે છે :

(૧) દર્પ પ્રતિસેવના : અહંકારને કારણે થતી સંયમની વિરાધના.

(૨) પ્રમાદ પ્રતિસેવના : મદ્યપાન, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ પ્રકારના પ્રમાદના સેવનથી જીવનમાં આવતી અશુદ્ધિ.

(૩) અનાભોગ પ્રતિસેવના : અનાભોગ એટલે અજ્ઞાન. એને કારણે થતાં દુષ્કર્મો.

(૪) આતુર પ્રતિસેવના : ક્ષુધા, તૃષા વગેરેની પીડાથી વ્યાકુળ થઈ મનુષ્ય જે પાપનું સેવન કરે તે.

(૫) આપત્પ્રતિસેવના : આપત્તિ આવી પડતાં થતી ચરિત્રની શિથિલતા. ચાર પ્રકારની મુખ્ય આપત્તિ ગણાવાય છે : (૧) દ્રવ્યાપત્તિ (યોગ્ય આહાર આદિ ન મળે), (૨) ક્ષેત્રાપત્તિ (ભયંકર જંગલ કે અનાર્ય પ્રદેશમાં સંયમ ન સચવાય), (૩) કાલાપત્તિ (દુકાળ, રેલ, ધરતીકંપ વગેરે કુદરતી સંકટોમાં વ્યાકુળ થઈ મનુષ્ય અકાર્ય કરે), (૪) ભાવાપત્તિ (માંદગી, અસ્વસ્થતા વગેરેને કારણે મનુષ્ય ચિત્ત ઉપરનો સંયમ ગુમાવી બેસે તે).

(૬) સંકીર્ણ પ્રતિસેવના : આહાર વગેરેમાં દોષની શંકા થવા છતાં તેનો ઉપયોગ કરવાથી થતી વિરાધના.

(૭) સહસાકાર પ્રતિસેવના : અચાનક વગરવિચાર્યે થઈ જતું અનુચિત કાર્ય.

(૮) ભય પ્રતિસેવના : અપમાન, લોકનિંદા, સજા, મૃત્યુ ઇત્યાદિના ભયને કારણે મનુષ્ય અસત્ય બોલે, બીજા ઉપર આળ ચડાવે અથવા નિંદા કરે, ભયને ભૂલવા વ્યસનો સેવે ઇત્યાદિ અકાર્ય.

(૯) પ્રદોષ પ્રતિસેવના : ક્રોધ વગેરે કષાય દ્વારા થતી અશુદ્ધિ.

(૧૦) વિમર્શ પ્રતિસેવના : કોઈની પરીક્ષા કે કસોટી કરવાના ઇરાદાથી જાણી-જોઈને ખોટો આરોપ મૂકવામાં આવે તેવું કાર્ય.

ચિત્તશુદ્ધિ માટે આ દસ પ્રકારની પ્રતિસેવનાથી બચવાની આવશ્યકતા છે. જીવન એટલું બધું સંકુલ અને ગહન છે કે પ્રતિસેવનારૂપી સૂક્ષ્મ રોગ ક્યારે ચિત્તમાં પેસી જાય છે તેની ખબર પડતી નથી. એ રોગનું નિદાન વ્યક્તિએ પોતે કરવાનું રહે છે અને નિદાન થયા પછી તેનો ઉપચાર પણ તરત કરવાનો રહે છે.

પોતાના જીવનમાં આવી જતી ત્રુટિ કે અશુદ્ધિની શોધ અને શુદ્ધિ માટે માણસ જો વિલંબ કરે તો જંગલમાં પોતાના બંને પગમાં વાગેલા કાંટાઓ તરત દૂર ન કરનાર

શિકારી જેમ સિંહના હુમલા વખતે દોડી ન શક્યો અને સિંહના શિકારનો ભોગ બન્યો તેના જેવી સ્થિતિ થાય. દોષરૂપી કાંટાના તત્કાલ શોધનની આવશ્યકતા ઉપર એટલા માટે જ શાસ્ત્રકારોએ ભાર મૂક્યો છે. રોગની જેમ દોષોની બાબતમાં પણ મનુષ્ય પ્રમાદી બની જાય છે. એટલા માટે જ પોતાના જીવનવ્યવહારનું પ્રતિક્ષણ અવલોકન કરવું અને દોષોનું તત્ક્ષણ શોધન કરવું એ ઉત્તમ પુરુષોનું લક્ષણ ગણાયું છે.

# ❀ નિયાણુ

'નિયાણુ' એ જૈન શાસ્ત્રોનો પારિભાષિક શબ્દ છે. સંસ્કૃત 'निदान' શબ્દ ઉપરથી તે આવેલો છે. પ્રાકૃતમાં 'નિયાણં' અથવા 'નિયાણુ' શબ્દ વપરાય છે. નિદાન શબ્દના બે અર્થ છે : (૧) નિદાન એટલે પૃથક્કરણ અને (૨) નિદાન એટલે નિશ્ચિત દાન.

જૈન શાસ્ત્રોમાં 'નિયાણુ' શબ્દ નિશ્ચિત દાનના અર્થની દૃષ્ટિએ પ્રયોજાયેલો છે. પરંતુ અહીં તે સ્થૂલ કોઈ દ્રવ્યના દાનના અર્થમાં વપરાયો નથી. ચિત્તનું દાન અર્થાત્ કોઈ પણ એક વિષય કે વિચારમાં ચિત્તને તીવ્રપણે અર્પી દેવું તે અર્થમાં 'નિદાન', 'નિયાણ', 'નિયાણુ' શબ્દ વપરાયો છે. निश्चितं दानं इति निदानं। અથવા भोगाङ्काक्षया नियतं दीयते चित्तं तस्मिंस्तेनेति वा निदानम्। એવી વ્યાખ્યા 'निदान' શબ્દની અપાય છે.

ચિત્તમાં અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પ ઊઠે છે અને વિવિધ પ્રકારની અભિલાષાઓ જાગે છે. માણસની ઇચ્છાઓને કોઈ અંત હોતો નથી. ઇન્દ્રિયજન્ય વિવિધ પ્રકારનાં સુખ ભોગવવાની ઇચ્છા માણસને કુદરતી રીતે થાય છે. કેટલાંક ભૌતિક સુખ સહજ પ્રાપ્ત થાય છે; કેટલાંકને માટે પ્રબળ પુરુષાર્થ કરવો પડે છે. ક્યારેક પુરુષાર્થ કર્યા વગર જ પ્રાપ્ત થતાં સાંસારિક સુખો તે પૂર્વનાં સંચિત

પુણ્યકર્મના ઉદયે જ થાય છે એમ માનવામાં આવે છે. કેટલાક એને પ્રારબ્ધ કહે છે; પરંતુ આવા પ્રારબ્ધમાં પણ કોઈક નિયમ પ્રવર્તતો હોય છે અને તે નિયમ છે કર્મનો.

કોઈક વખત એક તરફ શુભ કર્મનું ઉપાર્જન થતું હોય અને બીજી બાજુ ચિત્તમાં સુખોપભોગની તીવ્ર અભિલાષા જન્મતી હોય એવું બને છે. કોઈક વખત ઉપાર્જિત શુભ કર્મના ઉદયરૂપે એ અભિલાષા સંતોષાય છે.

કર્મની નિર્જરા અને શુભ કર્મના ઉપાર્જન માટેનું મોટામાં મોટું એક સાધન તે બાહ્ય અને અભ્યંતર તપશ્ચર્યા છે. શુભ ભાવથી કરેલી કઠોર તપશ્ચર્યા ક્યારેય નિષ્ફળ જતી નથી; પરિણામ જન્માવ્યા વિના તે રહેતી નથી. કેટલીક સિદ્ધિઓ મનુષ્યને આવા પ્રકારનાં કોઈક ને કોઈક તપને પરિણામે મળતી હોય છે. આવી સિદ્ધિ, વગર-ઇચ્છાએ, એની પોતાની મેળે, મળે તેવું પણ ઘણી વાર બને છે. કોઈક વાર મનુષ્ય પોતાના તપના બદલામાં કશુંક પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે અને એ રીતે પણ તે પ્રાપ્ત થાય છે.

કેટલીક વખત કોઈક વસ્તુની પ્રાપ્તિ અર્થે માણસ તપશ્ચર્યા શરૂ કરે છે. કેટલીક વખત તપશ્ચર્યા કરતાં કરતાં કે કર્યા પછી તેના ફળરૂપે માણસ કોઈ ઇચ્છાનું ચિત્તમાં સેવન કરે છે. તપના બદલામાં કોઈક ફળ ઇચ્છવું તેને 'નિયાણું' કહે છે. 'નિયાણું બાંધવું' અથવા 'નિયાણું

કરવું' એવો રૂઢ પ્રયોગ વપરાય છે. નિયાણુ બાંધવાનો કે કરવાનો જૈન શાસ્ત્રોમાં નિષેધ ફરમાવવામાં આવ્યો છે, કારણ કે નિયાણુ બાંધવાથી તેનું ફળ જો કે પ્રાપ્ત થાય છે, પરંતુ તેના પરિણામે પછીથી જે શુભાશુભ કર્મો બંધાય છે – વિશેષતઃ જે અશુભ કર્મો બંધાય છે – એનાથી ભવપરંપરા વધે છે અને તે દુર્ગતિનું કારણ બને છે.

નિયાણુ ત્રણ પ્રકારનાં ગણાવવામાં આવ્યાં છે: (૧) પ્રશસ્ત નિયાણુ, (૨) ભોગકૃત નિયાણુ અને (૩) અપ્રશસ્ત નિયાણુ.

તપના ફળરૂપે સાધુપણું, બોધિલાભ, સમાધિમરણ, ઇત્યાદિ સંયમની આરાધના માટેની સામગ્રીની અભિલાષા કરવી એ પ્રશસ્ત નિયાણુ છે. તપના ફળરૂપે સ્ત્રી-પુત્રાદિકની ઇચ્છા કરવી, ઇન્દ્રિયાર્થ પદાર્થોના સુખની અભિલાષા કરવી, ચક્રવર્તી કે દેવદેવીનાં સુખની વાંછના કરવી તે ભોગકૃત નિયાણુ છે. તપના ફળરૂપે કોઈકને મારી નાખવાની, કોઈકના શુભ કાર્યમાં વિઘ્ન નાખવાની, કોઈકને તન કે ધનની હાનિ પહોંચાડવાની ઇચ્છા કરવી તે અપ્રશસ્ત નિયાણુ છે.

તપના ફળરૂપે વિશેષપણે જીવો ભોગકૃત નિયાણુ બાંધે છે. તપના ફળરૂપે ભોગોપભોગ ભોગવવાની ઇચ્છા માણસને વધુ થાય છે, કારણ કે મોક્ષપ્રાપ્તિનું પોતાનું લક્ષ્ય ભૂલી જઈને સંસારમાં પોતાના કરતાં વધુ સાંસારિક સુખો ભોગવતા જીવોને જોઈને તેવું સુખ ભોગવવા જીવ

લલચાય છે. એને પરિણામે ધનસંપત્તિ, ભોગોપભોગનાં સાધનો, સ્ત્રી-પુત્રાદિક પરિવાર, સત્તા, કીર્તિ વગેરેની અભિલાષા તીવ્ર બનતાં ક્યારેક સભાનપણે, તો ક્યારેક અભાનપણે નિયાણું બંધાઈ જાય છે.

ગૃહસ્થજીવન કરતાં સાધુજીવનમાં નિયાણું બાંધવાનો સંભવ વિશેષ છે, કારણ કે સાધુનું સમગ્ર જીવન તપશ્ચર્યારૂપ છે. અલબત્ત અન્ય પક્ષે સાચા સાધુજીવનમાં ગૃહસ્થ કરતાં ચિત્તની જાગૃતિનો કે અપ્રમત્તતાનો સંભવ વિશેષ હોય છે. એટલે એ દૃષ્ટિએ વિચારીએ તો ક્યારેક સાધુજીવન કરતાં ગૃહસ્થજીવનમાં નિયાણુંનો સંભવ વિશેષ હોય છે.

નિયાણું બાંધવાની બાબતમાં જૈન આગમગ્રંથોમાં સંભૂતિ મુનિ અને નંદિષેણ મુનિનાં ઉદાહરણો સુપ્રસિદ્ધ છે. સંભૂતિ મુનિએ ઘણી કઠોર તપશ્ચર્યા કરી હતી, અને તપસ્વી તરીકે તેમનું નામ ચારે બાજુ સુપ્રસિદ્ધ થઈ ગયું હતું. આવા મુનિને વંદન કરવા માટે અનેક લોકો આવવા લાગ્યા હતા. ખુદ સનતકુમાર ચક્રવર્તીને પણ આવા મુનિનાં દર્શન કરવા જવાનું મન થયું. પોતાના પરિવાર સાથે તેઓ ગયા અને વંદન કરવા લાગ્યા. એ વખતે સનતકુમાર ચક્રવર્તીની રાણીઓમાં સર્વશ્રેષ્ઠ રાણી–સ્ત્રીરત્ન જેવી રાણી સુનંદા જ્યારે વંદન કરતી હતી ત્યારે નીચાં નમતાં તેના ચોટલાના વાળનો અગ્રભાગ સંભૂતિ મુનિને જરાક સ્પર્શી ગયો.

આટલો સ્પર્શ થતાં જ સંભૂતિ મુનિએ રોમાંચ અનુભવ્યો. તેમના મનમાં થયું કે આ સ્ત્રીના વાળનો જો આટલો બધો પ્રભાવ હોય તો તે સ્ત્રી પોતે તો કેવી હશે? આવી કોઈક સ્ત્રી જન્માન્તરમાં પોતાને ભોગવવા મળે તો કેવું સારું? પરંતુ એવી રત્ન સમાન સ્ત્રી તો માત્ર ચક્રવર્તી રાજાઓને જ મળે. આથી સંભૂતિ મુનિએ આ પ્રમાણે નિયાણુ બાંધ્યું: 'મેં જે કંઈ ઉગ્ર તપશ્ચર્યા કરી છે તેના ફળરૂપે જન્માન્તરમાં મને ચક્રવર્તીપણું પ્રાપ્ત થાઓ.'

આ નિયાણુના પરિણામે પછીના એક જન્મમાં સંભૂતિ મુનિનો જીવ બ્રહ્મદત્ત ચક્રવર્તી થાય છે અને સ્ત્રીસુખ ભોગવે છે. પરંતુ ચક્રવર્તીના જીવનમાં તો અનેક મોટાં પાપો કરવાના પ્રસંગો આવતા હોય છે. એટલે જ ત્યાગ અને સંયમના માર્ગે ન ગયેલા ચક્રવર્તીઓ ભૌતિક સુખ અને સત્તા ભોગવતા ચક્રવર્તી તરીકે મૃત્યુ પામે તો ભવાન્તરમાં નરકગતિ પામતા હોય છે. તેવી રીતે બ્રહ્મદત્ત ચક્રવર્તી પણ નરકગતિ પામે છે.

બીજું ઉદાહરણ નંદિષેણ મુનિનું છે. તેઓ પણ નિયાણુ બાંધી ભવાન્તરમાં દુર્ગતિ પામે છે. નંદિષેણ મુનિ બીજા સાધુઓની વૈયાવચ્ચ કરવા માટે સુપ્રસિદ્ધ હતા. દેવો એમની કસોટી કરવા આવે છે અને એ કસોટીમાંથી પણ તે પાર પડે છે; પરંતુ એક વખત રૂપવતી રમણીઓને જોતાં યુવતીજનવલ્લભ થવાનું તેમને મન થાય છે. પરિણામે

તેઓ પણ એવું જ નિયાણુ બાંધે છે. એમનું તપ એટલું મોટું હતું કે જન્માન્તરમાં તેઓ એવું સુખ પ્રાપ્ત કરે છે, પરંતુ પરિણામે ત્યારપછી ભવાન્તરમાં તેઓ દુર્ગતિ પામે છે.

જૈન કર્મસિદ્ધાંત પ્રમાણે જેટલા વાસુદેવો થાય છે તેટલા હમેશાં પૂર્વભવમાં નિયાણુ બાંધવાપૂર્વક થાય છે, અને વાસુદેવ થયા પછી ભવાન્તરમાં તેઓ અવશ્ય નરકે જાય છે. એટલા માટે કહેવાયું છે કે જેટલા વાસુદેવો અને બલરામ થાય છે તેમાં વાસુદેવ હમેશાં નીચ ગતિવાળા બને છે અને બલરામ ઊર્ધ્વગતિવાળા બને છે.

उड्ढंगामी रामा केसव सव्वेवि जं अहोगामी ।
तित्थवि नियाण कारण मइउं अमइउं इमं वज्जे ॥

[બધા બલદેવ ઊર્ધ્વગતિવાળા હોય છે અને બધા વાસુદેવો નીચ ગતિવાળા હોય છે. ત્યાં પણ એ નિયાણુનું જ કારણ જાણવું. માટે નિયાણાને વર્જવું.]

જૈન પાંડવકથા પ્રમાણે દ્રૌપદીને પાંચ પતિ પ્રાપ્ત થાય છે તે પૂર્વજન્મમાં નિયાણુ બાંધવાને કારણે. દ્રૌપદી પૂર્વભવમાં સુકુમાલિકા નામની રૂપવતી શ્રેષ્ઠીપુત્રી હતી. તે નિરુપાયે, મન વગર, દીક્ષા લઈ સાધ્વી થાય છે. એક વખત પાંચ પુરુષો સાથે સમાગમ કરતી દેવદત્તા નામની વેશ્યાને જોઈને તેવા સુખની અભિલાષા થઈ જતાં સુકુમાલિકા સાધ્વીથી નિયાણુ બંધાઈ જાય છે. પરિણામે જન્માન્તરમાં દ્રૌપદીના ભવમાં તેને પાંચ પતિ મળે છે.

કોઈક વખત કઠોર તપશ્ચર્યા ચાલતી હોય ત્યારે તપનો ઉલ્લાસ ઘટી જાય અને કષ્ટ સહન ન થાય તેવે વખતે તપશ્ચર્યા ન કરનાર એવા જીવો પોતાના કરતાં કેટલા બધા સુખી છે એવો ભાવ જો તીવ્રપણે સેવાય તો તેવે પ્રસંગે અજાણતાં નિયાણુ બંધાઈ જાય છે.

ઉદ્દ્યોતનસૂરિકૃત 'કુવલયમાલા'માં એક ઉંદરની કથા આવે છે. પંદરમા તીર્થંકર ધર્મનાથ ભગવાન વિચરતા હતા ત્યારે એક વખત સમોવસરણમાં એક ઉંદર આવે છે અને તલ્લીન બનીને ધર્મનાથ ભગવાનની દેશના સાંભળે છે. એ ઉંદરને જોતાં જ બધાંને એમ લાગે છે કે આ કોઈ જેવો તેવો જીવ નથી.

ધર્મનાથ ભગવાનને એના વિશે પૂછવામાં આવે છે ત્યારે તેઓ કહે છે, 'આ ઉંદરને અત્યારે જાતિસ્મરણ-જ્ઞાન થયું છે અને તેથી તે અહીં ઉપદેશ સાંભળવા આવ્યો છે. પૂર્વના એક ભવમાં તે એક રાજકુમાર હતો. તેણે દીક્ષા લીધી હતી. આરંભમાં તેને સાધુજીવન સારું લાગ્યું; પરંતુ રાજવૈભવમાં ઊછરેલા એવા તેને પછીથી તે ઘણું કઠોર અને કષ્ટપૂર્ણ લાગવા માંડ્યું. તેનાથી ઉગ્ર વિહાર અને તપશ્ચર્યા થતાં નહોતાં. એક દિવસ વિહાર કરતાં કરતાં રસ્તામાં એક ખેતરમાં આમતેમ આનંદપૂર્વક દોડા-દોડી કરતા ઉંદરોને જોઈને તેના મનમાં ભાવ થાય છે કે 'મારા કરતાં આ ઉંદરો કેટલા બધા સુખી છે! એમને વિહારનું કોઈ કષ્ટ નથી કે ગોચરીની કોઈ ચિંતા નથી.'

આટલો વિચાર આવતાં જ તે યુવાન સાધુથી નિયાણુ બંધાઈ જાય છે. એ સાધુનો જીવ હવે ઉંદર બન્યો છે; પરંતુ ઉંદરના ભવમાં તેને હવે જાતિસ્મરણજ્ઞાન થયું છે અને પોતાના નિયાણા માટે પશ્ચાત્તાપ થાય છે.

આવી રીતે કોઈક વખત તપશ્ચર્યા દરમિયાન બીજા કેટલાક જીવોને ભોગોપભોગ ભોગવતા જોઈને પોતાના કરતાં તેઓ કેટલા બધા સુખી છે તેવો તીવ્ર ભાવ જન્મે તો તે દ્વારા નિયાણુ બંધાઈ જાય છે.

કોઈક વખત તપશ્ચર્યા દરમિયાન પોતાને બીજાના તરફથી કષ્ટ પડે અથવા તપશ્ચર્યામાં વિઘ્ન કે વિક્ષેપ પડે તો તેવે વખતે ક્રોધ જન્મે અને તે ક્રોધના આવેગમાં અશુભ નિયાણુ બંધાઈ જાય છે. પોતાને સતાવનાર કે પોતાના તપમાં જાણતાં કે અજાણતાં વિક્ષેપ નાખનાર માનવ, વ્યક્તિ કે પશુપક્ષી વગેરે તિર્યંચને મારવાનો કે મારી નાખવાનો ભાવ જન્મે છે અથવા કોઈક વખત એનું અહિત થાઓ એવો ભાવ પણ પેદા થાય છે. આ પ્રકારનું નિયાણુ તે અશુભ અથવા અપ્રશસ્ત નિયાણુ કહેવાય છે. હરિભદ્રસૂરિએ રચેલી 'સમરાદિત્ય કેવલી'ની કથામાં પુરોહિતપુત્ર અગ્નિશર્મા અને રાજકુમાર ગુણસેન વચ્ચે આ પ્રકારની ઘટના બને છે. પોતાના બેડોળપણાની અવહેલના રાજકુમાર કરે છે તે અગ્નિશર્મા સહન કરી લે છે. જીવનથી કંટાળેલો અગ્નિશર્મા દીક્ષા લે છે. દીક્ષા લીધા પછી માસ-ખમણ કરે છે. તેની ખબર પડતાં પારણું કરાવવા માટે

રાજા ગુણસેન નિમંત્રણ આપે છે. પારણું કરાવવાનું નિમંત્રણ આપ્યા પછી રાજા ગુણસેન દ્વારા અજાણતાં સાધુ અગ્નિશર્માની જે અવહેલના થાય છે તેને પરિણામે ગુણસેનને ભવોભવ મારી નાખવાનું નિયાણુ સાધુ અગ્નિશર્મા બાંધે છે. આવું નિયાણુ બાંધવાને પરિણામે અગ્નિશર્માની પછીના ભવમાં ઉત્તરોત્તર દુર્ગતિ થાય છે, જ્યારે ગુણસેનનો જીવ ઉત્તરોત્તર ચડિયાતી ગતિ પામી નવમા સમરાદિત્યના ભવમાં કેવળજ્ઞાન પામે છે.

દ્વૈપાયન નામના તાપસનો પણ અપ્રશસ્ત નિયાણુનો પ્રસંગ છે. એમની ઉગ્ર તપશ્ચર્યામાં વિક્ષેપ પડે છે. તેને પરિણામે આખી નગરી બાળી નાખવાનું નિયાણુ તે બાંધે છે, અને તે નગરીને બાળી નાંખે છે.

ભગવાન મહાવીર સ્વામીના સોળમા ભવમાં પણ નિયાણુની ઘટના બને છે. તેઓ વિશ્વભૂતિ નામના મુનિ છે. ઉગ્ર તપશ્ચર્યાને કારણે શરીર અશક્ત બન્યું છે. રસ્તામાં ચાલતાં ગાયની અડફેટમાં આવતાં પડી જાય છે. તે વખતે એમની મશ્કરી થાય છે. ત્યારે આવેશમાં આવી જઈને ગાયને શિંગડાથી પકડી જોરથી આકાશમાં તેઓ ઉછાળે છે અને નિયાણુ બાંધે છે કે ભવાન્તરમાં એથી પણ વધુ શક્તિ પોતાને મળે. ઉગ્ર તપશ્ચર્યાયુક્ત નિયાણાને પરિણામે અઢારમા ભવમાં તેઓ ત્રિપૃષ્ઠ વાસુદેવ બને છે.

શ્રેણિક રાજા અને ચેલ્લણા રાણીનો પુત્ર અજાતશત્રુ (અથવા કોણિક) પણ અપ્રશસ્ત નિયાણુ બાંધે છે અને

નિયાણુના પરિણામે પોતાના પિતા શ્રેણિકના મૃત્યુનું નિમિત્ત બને છે.

વ્યવહારમાં ભોગકૃત નિયાણુ મુખ્યત્વે નવ પ્રકારનાં બતાવવામાં આવ્યાં છે. માણસને ભૌતિક સુખની વાંછના અતિશય હોય છે. તે પોતાના સુખને બીજાનાં સુખની સાથે વારંવાર સરખાવે છે, અને બીજાના જેવું સુખ પોતાને પ્રાપ્ત થાય તેવો સંકલ્પ કરવા લાગે છે. આવો સંકલ્પ તપની સાથે સંલગ્ન થતાં નિયાણુ બની જાય છે. (૧) રાજા, (૨) શ્રેષ્ઠી, (૩) પુરુષ, (૪) સ્ત્રી, (૫) પર-પ્રવિચાર, (૬) સ્વપ્રવિચાર, (૭) અલ્પવિકાર, (૮) દરિદ્રી અને (૯) વ્રતધારી શ્રાવક એવાં મુખ્ય નવ પ્રકારનાં નિયાણુ શાસ્ત્રોમાં ગણાવવામાં આવ્યાં છે.

કોઈકને રાજા કે શ્રેષ્ઠીનું સુખ ભોગવવાની ઇચ્છા થાય છે; કોઈકને પુરુષપણું તો કોઈકને સ્ત્રીપણું સુખ માટે વધુ અનુકૂળ અને યોગ્ય લાગે છે; કોઈકને દેવદેવીઓનાં ભોગ ભોગવવાની ઇચ્છા થાય છે; કોઈકને દરિદ્ર અર્થાત્ અકિંચન રહેવામાં ભૌતિક સુખની શક્યતા વિશેષ જણાય છે; તો કોઈકને વ્રતધારી શ્રાવક બનવામાં વધારે સુખ લાગે છે.

આમ મુખ્ય નવ પ્રકારનાં ભોગકૃત નિયાણુ ગણાવ-વામાં આવે છે. પણ તે ઉપરાંત બીજાં અનેક પ્રકારનાં નિયાણુ હોઈ શકે. દુનિયામાં સૌથી વધુ સુખી કોણ?— એ પ્રશ્નના જવાબમાં ચક્રવર્તી રાજાથી માંડીને ભિખારી

સુધીની તમામ અવસ્થાઓ ભિન્ન ભિન્ન અપેક્ષાએ વધુ કે ઓછી સુખી લાગવાનો સંભવ છે. કાશીએ કરવત મુકાવવા ગયેલા કોઈક દુઃખી મોચીને ' ભવાન્તરમાં તારે શું થવું છે?' એમ પૂછવામાં આવતાં જે જે સુખી વ્યક્તિઓનાં જીવનનો એણે વિચાર કર્યો તે દરેકના જીવનમાં દુઃખ પણ એટલું જ એણે જોયું અને છેવટે એને લાગ્યું કે મોચી જેવું કોઈ સુખી જીવન નથી. માટે એણે કહ્યું, ' મેલ કરવત! મોચીના મોચી.'

જેઓ ભોગકૃત નિયાણુ બાંધે છે તેઓની આરાધના નિષ્ફળ જાય છે. એવા મનુષ્યો, સર્વ દુઃખરૂપી રોગનો નાશ કરનાર એવા સંયમનો ભોગકૃત નિયાણુ દ્વારા નાશ કરે છે.

કોઈક વખત પોતાના તપના ફળરૂપે આત્મવિકાસમાં સહાયરૂપ એવા પુરુષત્વ, શરીરબળ, વજ્રવૃષભનારાચાદિ સંઘયણ વગેરે ઉત્તમ વસ્તુઓની યાચના માણસ કરે છે. આ પ્રકારનું નિયાણુ તે પ્રશસ્ત નિયાણુ કહેવાય છે. ' મને મોક્ષગતિ પ્રાપ્ત થાઓ ', ' મને હંમેશાં તીર્થંકર પરમાત્માનું શરણ મળી રહો ', ' મારાં કર્મોનો ક્ષય થાઓ ', ' મારાં દુઃખોનો ક્ષય થાઓ ', ' મને સમ્યક્બોધિ પ્રાપ્ત થાઓ ', ' મને સમાધિમરણ સાંપડો ' – ઇત્યાદિ પ્રકારનાં નિયાણુ તે પ્રશસ્ત નિયાણુ ગણાય છે. અલબત્ત આ નિયાણુ પણ અંતે તો શલ્યરૂપ છે.

ગૌતમસ્વામીનો ભગવાન મહાવીર સ્વામી પ્રત્યેનો રાગ પ્રશસ્ત હતો, પરંતુ તે કેવળજ્ઞાનની પ્રાપ્તિમાં અંત-

રાયરૂપ હતો, તેવી રીતે પ્રશસ્ત નિયાણુ પણ કેવળજ્ઞાનની પ્રાપ્તિમાં અંતરાયરૂપ બને છે. વળી આવું શુભ નિયાણુ પણ અભિમાનને વશ થઈ, માનકષાયથી પ્રેરાઈને, દ્વેષ કે ઈર્ષ્યાથી અન્ય જીવોને પરાજિત કરવાના કે પાછળ પાડી દેવાના આશયથી બંધાયું હોય અથવા બંધાયા પછી એવો કોઈ અશુભ આશય ચિત્તમાં થવા લાગે તો તે નિયાણુ પ્રશસ્ત મટીને અપ્રશસ્ત બની જાય છે. તીર્થંકર, ગણધર, આચાર્ય વગેરે બનવાની અભિલાષામાં જો સૂક્ષ્મ માનકષાય રહેલો હોય તો તે માટેનું નિયાણુ પણ અપ્રશસ્ત બની જાય છે.

माणेण जाइकुलरुवमादि आइरियगणधरजिणत्तं ।
सोभग्गाणादयं पत्थंतो अप्पसत्थं तु ॥

પ્રશસ્ત નિયાણુ સમ્યક્ ભાવથી અને સાચી દૃષ્ટિથી જો બંધાયું હોય તો મોક્ષમાર્ગ પર દૃઢ રહેવામાં સહાયભૂત બને છે. અજ્ઞાની જીવને ખબર નથી હોતી કે ભવાન્તરમાં પોતાને ક્યાં ક્યાં, કેવી રીતે રખડવાનું આવશે. કોઈક ભવમાં મનુષ્યજન્મ પ્રાપ્ત થયો હોવા છતાં આખો અવતાર મિથ્યાત્વના અંધકારમાં પૂરો થઈ જાય છે. એટલા માટે ભવોભવ તીર્થંકર પરમાત્માનું શરણ પોતાને સાંપડે એવું પ્રશસ્ત નિયાણુ અમુક કક્ષાના જીવોને માટે ઇષ્ટ ગણાયું છે. 'જયવિયરાય' નામના સ્તોત્રમાં વીતરાગ પ્રભુની સ્તુતિમાં કહેવાયું છે :

वारिज्जइ जइ वि नियाणबंधणं वीयराय तुह समये ।
तहवि मम हुज्ज सेवा भवेभवे तुम्ह चलणाणं ॥

[ હે વીતરાગ પ્રભુ! તમારા સિદ્ધાંત પ્રમાણે તો નિયાણુ બાંધવાની મનાઈ ફરમાવવામાં આવી છે. તો પણ હે પ્રભુ! ભવોભવ તમારાં ચરણોની સેવા કરવાનું સદ્‌ભાગ્ય મને સાંપડે એવું ઇચ્છું છું. ]

આ નિયાણુ પ્રશસ્ત છે. જ્યાં સુધી મુક્તિ ન મળે ત્યાં સુધી એ માર્ગથી વિચલિત ન થવાય એ માટેનું આ નિયાણુ છે. આવું પ્રશસ્ત નિયાણુ કેટલીક અપેક્ષાએ દોષરૂપ ગણાતું નથી. અલબત્ત એથી ઉચ્ચતર સ્થિતિ તો એ જ છે કે નિયાણુ બાંધ્યા વગર પણ જીવાત્મા પોતાના સમ્યક્ દર્શન અને સમ્યક્ જ્ઞાન વડે મોક્ષમાર્ગ પર સ્વયમેવ દૃઢ રહી શકે; પરંતુ એમ બનવું તે કોઈક વિરલ આત્માઓ માટે જ શક્ય છે. બધા જીવો માટે એ શક્ય કે સરળ નથી. નિયાણુ ન કરવા છતાં રત્નત્રયીના સાચા આરાધકને અન્ય જન્મમાં માનવદેહ, પુરુષત્વ, સુગુરુનો યોગ, સંયમની આરાધના વગેરે અવશ્ય પ્રાપ્ત થાય છે. કહ્યું છે :

> पुरिसत्तादीणि पुणो संजमलाभो च होई परलोअे ।
> आराधस्स णियमा तत्थमकदे णिदाणे वि ॥

[ નિયાણુ ન કરવા છતાં આરાધકને અન્ય ભવમાં પુરુષત્વ ઇત્યાદિ સંયમલાભ અવશ્ય થાય છે. ]

શાસ્ત્રોમાં ત્રણ પ્રકારનાં શલ્ય બતાવવામાં આવ્યાં છે : માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય અને નિદાનશલ્ય. શલ્ય એટલે કાંટો. જેમ મિથ્યાત્વ અને માયા આત્મામાં કાંટાની

જેમ ભોંકાયા કરે છે અને શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિમાં અંત-રાયરૂપ બને છે, તેવી રીતે નિયાણુ માણુસને પોતાની ઇચ્છા પ્રમાણે ભોગ વગેરેની પૂર્તિ જો કે કરાવે છે, તો પણ અંતે તો શલ્ય જ છે, કારણ કે એથી નિકાચિત કર્મ બંધાય છે અને એને પરિણામે તે આત્માને પ્રતિ-બંધક બને છે.

નિયાણુ કરવામાં જે કર્મબંધન થાય છે તે ભલે શુભ કે અશુભ પ્રકારનાં હોય પણ તે નિકાચિત કર્મ હોય છે અને તેથી ઉદયમાં આવતાં તે કર્મ અવશ્ય ભોગવવાં જ પડે છે. એટલા માટે નિયાણુ આત્મવિકાસમાં – મુક્તિ પ્રાપ્ત કરવામાં – પ્રતિબંધક બને છે. જેઓ નિયાણુ કરે છે તેમને માટે સમકિત અને સર્વવિરતિ દુર્લભ બને છે અને હોય તો પણ તે ચાલ્યાં જાય છે. માટે જ સાચા મુમુક્ષુ મુનિઓ ક્યારેય નિયાણુ બાંધતા નથી.

એક પ્રશ્ન એવો થાય છે કે શું નિયાણુ હમેશાં સફળ જ થાય? કોઈ વખત નિષ્ફળ ન જાય? એનો ઉત્તર એ છે કે જો તે નિયાણુ હોય તો અવશ્ય ફળ આપે અને જો તે સફળ ન થાય તો તે નિયાણુ નથી, પણ માત્ર અભિલાષા છે.

માણસો વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરે છે. તેમાં મન, વચન અને કાયાનો ઉત્કૃષ્ટ યોગ હોય તો તે ઊંચા પ્રકારની તપશ્ચર્યા બને છે. કેટલીક વખત માણસની તપ-શ્ચર્યા કાયાથી સવિશેષ હોય પણ તેની સાથે મનના તેવા

ઉચ્ચતમ ભાવો ન પણ જોડાયા હોય; કેટલીક વખત મનના ઉચ્ચતમ ભાવો હોય, પરંતુ તેને અનુરૂપ કાયિક તપશ્ચર્યા ન પણ હોય. પોતાની તપશ્ચર્યા કેવી થઈ રહી છે તે બીજાંઓ કરતાં માણસને પોતાને વધારે સમજાય છે, પરંતુ કેટલીક વખત તપશ્ચર્યા વખતે મન, વચન અને કાયાના યોગોની ઉત્કૃષ્ટતા કેટલી છે તેની ખુદ પોતાને પણ ખબર નથી પડતી. એટલે તપશ્ચર્યા સાથે પોતે કરેલો સંકલ્પ નિયાણુમાં પરિણમ્યો છે કે નહિ તેની કેટલીક વાર ખુદ પોતાને પણ ખબર પડતી નથી. વળી ઇન્દ્રિયાર્થ પદાર્થોનો યોગ, અનુભવ, વાસના, સ્મરણ, સંકલ્પ, ભાવના, ધ્યાન, અભિલાષ ઇત્યાદિ વિવિધ તબક્કાઓમાંથી ચિત્ત પસાર થાય છે. એટલે દરેક ઇચ્છા એ નિયાણુ નથી. પરંતુ ઉગ્ર તપશ્ચર્યા સાથે તીવ્ર રસપૂર્વક અભિલાષસહિત કરેલો દૃઢ સંકલ્પમાત્ર નિયાણુ બને છે.

પ્રસંગ સાંપડ્યો હોય છતાં પણ નિયાણુ ન બાંધે એવા મહાત્માઓનાં દૃષ્ટાંતો પણ જોવા મળે છે. જ્યારે ઘણી ઘોર તપશ્ચર્યા થઈ હોય ત્યારે દેવો આવીને તેવા તપસ્વીઓની કંઈ ઇચ્છા હોય તો તે પૂરી કરવા માટે વિનંતી કરતા હોય છે. પરંતુ તામલી તાપસ કે નમિ રાજર્ષિ જેવા મહાત્માઓએ પોતાના તપને વટાવી ખાવાનો ઇન્કાર કર્યો હતો. ભગવાન મહાવીર સ્વામીને, કેવળજ્ઞાન થયું તે પૂર્વે સંગમદેવે પણ એવી વિનંતી કરી હતી. પરંતુ મહાવીર સ્વામીએ તેનો અસ્વીકાર કર્યો હતો.

તપ દ્વારા જે કર્મની નિર્જરા થાય છે તે એટલી બધી મહત્ત્વની હોય છે કે તેના બદલામાં કંઈક યાચના કરવી એ મોંઘી વસ્તુ આપીને સસ્તી વસ્તુ લેવા બરાબર છે – છેતરાવા બરાબર છે. એથી અંતે તો આત્માને જ હાનિ થાય છે, એટલા માટે જ કહેવાયું છે કે :

सुबहुंपि तवंपि तंसु दीहंमवी पालिअंसुसामन्नं ।
तो काउण नियाणं मुहाहि हारंति अत्तानं ॥

[ રૂડી રીતે તપ કરીને સુસાધુપણું પામ્યો, તો પછી નિયાણુ કરીને શા માટે આત્માને ફોગટ હારે છે ? ]

सीलवाइं जो बहु फलाइं हंतुणसुहमहिलसइधिइ ।
दुव्बलो तवसी कोडीए कांगणि कुणाइ ॥

[ જે શીલવ્રતાદિક બહુ ફળ આપનારાં છે તે ફળને હણીને જે તુચ્છ સુખની વાંછા કરે છે તે દુર્બળ બુદ્ધિવાળો તપસ્વી કાંગણી જેવા તુચ્છ ધાનને માટે કોડી ધન ગુમાવે છે. ]

તપશ્ચર્યામાં ઉત્કૃષ્ટ અને અતિ કઠિન એવી તે સંલેખના છે. સંલેખના એટલે મારણાંતિક અનશન. એવી તપશ્ચર્યા અંતિમ આરાધનારૂપે મહાત્માઓ કરતા હોય છે ત્યારે ચિત્તની વિશુદ્ધ સમાધિમાંથી તેઓ જો વિચલિત થઈ જાય તો આ લોકનાં કે પરલોકનાં સુખની વાંછા કરવા લાગે, અથવા પોતાને માટે માનપાનયુક્ત મહોત્સવની ઇચ્છા કરવા લાગે, અથવા એવો મહોત્સવ જોઈ વધુ જીવવાની ઇચ્છા કરવા લાગે. સંલેખના વ્રતના આ અતિચારો છે

અને તેનું સેવન ન થાય તે માટે ચિત્તને સજાગ રાખવું ઘટે, કે જેથી તે નિયાણુમાં ન પરિણમે.

પોતાનાથી નિયાણુ ન બંધાય એ માટે માણસે ઇચ્છાનિરોધની વૃત્તિ કેળવવી જોઈએ. ચિત્તમાં તૃષ્ણાઓ સતત જાગતી રહે છે. સાધકે ક્રમે ક્રમે તૃષ્ણાઓ ઓછી કરતાં જવું જોઈએ. કેટલાક માણસો અજાચકવ્રત ધારણ કરતા હોય છે, અને અનાસક્ત ભાવે પોતાનું કર્તવ્ય કરતા જાય છે. બદલામાં સ્થૂલ લાભની ઇચ્છા તેઓ નથી કરતા. પણ પોતે કરેલા કાર્યની પ્રશંસાની કે માનપાનની સૂક્ષ્મ એષણા ક્યારેક તેમના મનમાં રહે છે. જેઓ ખરેખર મહાન છે તેઓ તો બીજી એષણાઓ ઉપરાંત લોકૈષણાથી પણ પર થઈ જાય છે. આવા મહાત્માઓની નિયાણુરહિત તપશ્ચર્યા તેમને મુક્તિ તરફ ત્વરિત ગતિ અપાવે છે.



# ❖ સંલેખના

'સંલેખના' એ જૈનામાં વપરાતો પારિભાષિક શબ્દ છે. सम्यग् कायकषाय लेखना इति संलेखना । – એવી સંલેખનાની વ્યાખ્યા છે. કાયાને અને કષાયોને કૃશ કરવાં એટલે કે પાતળાં બનાવવાં એનું નામ સંલેખના.

સંલેખના એ એક પ્રકારનું તપ છે. જૈન શાસ્ત્રોમાં બતાવેલાં છ પ્રકારનાં બાહ્ય અને છ પ્રકારનાં આભ્યંતર તપમાં સંલેખનાનો ઉલ્લેખ નથી કરવામાં આવ્યો, કારણ કે 'સંલેખના' એ તપ માટે વિશાળ અર્થમાં વપરાતો શબ્દ છે. તેમાં બાહ્ય અને આભ્યંતર બંને પ્રકારનાં તપનો સમાવેશ થઈ જાય છે. અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, ઇત્યાદિ બાહ્ય તપ તે કાયાને પાતળી બનાવવાને માટે છે અને પશ્ચાત્તાપ, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન ઇત્યાદિ આભ્યંતર તપ તે મનમાં જાગતા વિકારો, દુર્ભાવો, કષાયોને પાતળા કરવા માટે છે. આમ, સંલેખનામાં બાહ્ય અને આભ્યંતર બંને પ્રકારનાં તપનો સમાવેશ થઈ જાય છે.

સંલેખનાનો સાદો અર્થ ઉપર પ્રમાણે છે; પરંતુ એનો વિશિષ્ટ અર્થ 'મૃત્યુ માટેની પૂર્વતૈયારી માટે લેવાતું વ્રત' એવો છે. આ પ્રકારના વ્રત માટે 'સંલેખના' ઉપરાંત 'અનશન', 'સંથારો' વગેરે શબ્દ પણ વપરાય

છે. આ પ્રકારના વ્રતને વધારે સ્પષ્ટ કરવા માટે 'મારણાંતિક અનશન' કે 'મારણાંતિક સંથારો' એવા શબ્દો પણ પ્રયોજાય છે.

જ્યારે વૃદ્ધાવસ્થા આવે અને શરીર બરાબર ચાલતું ન હોય, ઊઠવા-બેસવામાં કે પથારીમાં પડખું ફરવામાં પણ અત્યંત શ્રમ પડતો હોય, શરીર રોગોથી એવું ઘેરાઈ ગયું હોય કે જેથી સાધુઓનો સંયમધર્મ પાળવાનું, સાધુઓના આચારોનું ચુસ્ત પાલન કરવાનું કઠિન બની જતું હોય, તેવે વખતે સ્વેચ્છાએ દેહ છોડવા માટે ગુરુમહારાજ પાસે અનુમતિ માગવામાં આવે છે.

કોઈક વખત દુકાળ, યુદ્ધ કે એવી બીજી કોઈ આપત્તિ આવી પડે ત્યારે પણ ગુરુમહારાજની અનુમતિથી સ્વેચ્છાએ દેહ છોડવા માટે સંલેખનાવ્રત સ્વીકારવામાં આવે છે. મૃત્યુ જ્યારે સાવ નજીક દેખાતું હોય અથવા વિષમ સંજોગોમાં ધર્મને અને પોતાની જાતને અધર્મથી રક્ષવા માટે મૃત્યુ ઇષ્ટ ગણાતું હોય ત્યારે એવા કોઈ વિરલ સંજોગોમાં પણ ગુરુમહારાજ સંલેખનાવ્રત સ્વીકારવા માટે શિષ્ય સાધુને કે ગૃહસ્થ ભક્તને અનુજ્ઞા આપે છે.

આ પ્રકારે સ્વેચ્છાએ સ્વીકારેલું મૃત્યુ તે આત્મઘાત કે આપઘાત નથી, કારણ કે આપઘાત અને સંલેખના વચ્ચે તાત્ત્વિક દૃષ્ટિએ ઘણો મોટો તફાવત છે.

જન્મ અને મૃત્યુ એ જીવનની એક સ્વાભાવિક પ્રક્રિયા છે. 'જે જાયું તે જાય' એમ કહેવાય છે. જેનો જન્મ

છે તેનું મૃત્યુ છે. જન્મજન્માંતરની દૃષ્ટિએ જોઈએ તો જીવન પછી મૃત્યુ છે, અને મૃત્યુ પછી મુક્તિ છે અથવા જીવન છે. પરંતુ મુક્ત દશાને પામવી એ સહેલી વાત નથી. એટલે સામાન્ય જીવો માટે તો જન્મ-જન્માંતરનું ચક્ર ચાલ્યા જ કરતું હોય છે.

જન્મ અને મૃત્યુમાં ઘણો બધો ફરક છે. જીવનના બે અંતિમ છેડાનાં આ તત્ત્વો છે. સંસારમાં જન્મને લોકો આનંદમય, મંગળ માને છે અને મૃત્યુને અશુભ, અમંગળ માને છે. જન્મ સાથે આશા છે, મૃત્યુ સાથે નિરાશા છે. પરંતુ જ્ઞાનીઓ મૃત્યુને મંગળ માને છે, અને જન્મને અમંગળ માને છે. જે મૃત્યુ નવા જન્મને સ્થાન ન આપે એ મૃત્યુ મુક્તિ, મોક્ષ, નિર્વાણ અપાવે છે.

જન્મ પછી અપવાદરૂપ પ્રસંગો સિવાય મૃત્યુ તરત જ હોતું નથી. જન્મ પછી જીવન છે – અને જીવનને અંતે મૃત્યુ છે. પરંતુ મૃત્યુ પછી કોઈક ગતિમાં ગર્ભ કે અન્ય રૂપે નવો જન્મ તરત જ હોય છે. જન્મમાં બહુ વૈવિધ્ય નથી હોતું. કોઈનો જન્મ થયો હોય ત્યારે કેવી રીતે જન્મ થયો એવો પ્રશ્ન સહેજે આપણને થતો નથી. પરંતુ કોઈકનું મૃત્યુ થાય છે ત્યારે કેવી રીતે મૃત્યુ થયું એવો પ્રશ્ન આપણને સહેજે થાય છે, કારણ કે મૃત્યુમાં અપાર વૈવિધ્ય છે. વૃદ્ધાવસ્થાથી, જીવલેણ રોગથી, ઝેરી કે હિંસક પ્રાણીઓના ભોગ બનવાથી, કોઈક અકસ્માતથી, ખૂનથી, આત્મહત્યા કે સ્વાર્પણથી, ઘરમાં કે ઘરની બહાર એમ વિવિધ રીતે મૃત્યુને માટે અવકાશ હોય છે.

જે વિવિધ રીતે મૃત્યુ થાય છે, તેના સત્તર જુદા જુદા પ્રકાર જૈન શાસ્ત્રોમાં ગણાવવામાં આવ્યા છે: (૧) આવીચીમરણ, (૨) અવધિમરણ, (૩) આત્યંતિકમરણ, (૪) બલાયમરણ, (૫) વશાર્ત્તમરણ, (૬) અંતઃશલ્યમરણ, (૭) તદ્ભવમરણ, (૮) બાલમરણ, (૯) પંડિતમરણ, (૧૦) બાલપંડિતમરણ, (૧૧) છદ્મસ્થમરણ, (૧૨) કેવલીમરણ, (૧૩) વેહાયસમરણ, (૧૪) ગૃધ્રપૃષ્ઠમરણ, (૧૫) ભક્તપરિજ્ઞામરણ, (૧૬) ઇંગિનીમરણ, (૧૭) પાદપોપગમનમરણ. આ બધા પ્રકારોની સમજણ જૈન શાસ્ત્રગ્રંથોમાં જોવા મળે છે.

જે માણસોનાં જીવનમાં કોઈ પણ પ્રકારના સંયમને કે વિરતિને સ્થાન હોતું નથી અને મૃત્યુ આવતાં જેઓ અત્યંત ભયભીત થઈ જાય છે અને આર્ત્ત-રૌદ્ર ધ્યાનમાં, મમત્વ અને અહમ્‌ના વિચારમાં જેમનું મૃત્યુ થાય છે તે પ્રકારના મૃત્યુને બાલમરણ કહેવામાં આવે છે. રેલવે, વિમાન કે મોટર ઇત્યાદિના અકસ્માતમાં જે માણસો અચાનક મૃત્યુ પામે છે તે માણસો સામાન્ય રીતે બાલમરણ પામતાં હોય છે.

જે માણસોનું જીવન સંયમપૂર્વકનું હોય છે, જેમણે મૃત્યુના આગમન પૂર્વે બધાં વ્રત સ્વીકારી લીધાં હોય છે, દેહ અને આત્માની ભિન્નતા સમજીને જેઓ મૃત્યુને કુદરતના એક ક્રમ તરીકે વધાવી લેતાં હોય છે અને એ

માટેની આધ્યાત્મિક પૂર્વતૈયારી કરી લેતાં હોય છે તેઓનું મૃત્યુ પંડિતમરણ કહેવાય છે. અંત સમયે તેઓને કોઈ વાસના હોતી નથી; પૂરી શાંતિ અને સમાધિથી તેઓ પોતાનો દેહ છોડે છે. એમાં પણ કેટલીક વ્યક્તિઓ તો ધ્યાનમાં, કાઉસગ્ગમાં, પ્રભુના નામનું રટણ કરતાં કે મંત્રનો જાપ કરતાં કરતાં પોતાનો દેહ છોડે છે. આ ઉચ્ચતર સમાધિમરણ કોઈક વિરલ વ્યક્તિઓને જ સાંપડે છે.

જેઓનાં જીવનમાં થોડેક અંશે ત્યાગ અને સંયમને સ્થાન હોય છે છતાં ક્યારેક ક્યારેક તેઓ અશુભ ભાવ ધરાવતા હોય છે એવાં માણસો જ્યારે મૃત્યુ પામે છે ત્યારે તે મૃત્યુને બાલપંડિતમરણ કહેવામાં આવે છે.

આમ બાલમરણથી પંડિતમરણ સુધીમાં ઘણી જુદી જુદી કોટિ હોઈ શકે છે અને એટલા માટે કેટલાક શાસ્ત્રકારો બાલમરણ, બાલપંડિતમરણ, પંડિતબાલમરણ, પંડિતમરણ, પંડિતપંડિતમરણ એવું વર્ગીકરણ પણ કરે છે. વસ્તુતઃ એમાં શુભ કે અશુભ ધ્યાનની અંતસમયે તરતમતા કેટલી હોય છે તેના ઉપર તે મરણનો આધાર રહે છે.

મૃત્યુના વિવિધ પ્રકારોને મુખ્ય બે પ્રકારોમાં વહેંચી શકાય : (૧) માણસને જીવવામાં રસ હોય, મૃત્યુ ગમતું ન હોય અને છતાં એના જીવનનો અંત આવે. (૨) માણસને જીવનમાંથી સ્વાભાવિક રીતે રસ ઊડી જાય અને સ્વેચ્છાએ પોતાના જીવનનો અંત આણે. અલબત્ત, આ બંને પ્રકારનાં

મૃત્યુના ઘણા પેટાપ્રકાર હોઈ શકે છે. અહીં આપણે સ્વેચ્છાએ થતા મૃત્યુનો વિચાર કરીશું.

જેઓ સ્વેચ્છાએ પોતાના જીવનનો અંત આણે છે, તેના પણ આત્મહત્યા, સ્વાર્પણ કે શહીદી, સમાધિ, સંથારો કે સંલેખના ઇત્યાદિ જુદા જુદા પ્રકારો પડે છે. અત્યંત દુઃખ કે નિરાશા આવી પડતાં કે સામાજિક ભય કે લજ્જાને કારણે, અથવા એવા પ્રકારના માનસિક રોગને કારણે, માણસ જ્યારે પોતાના જીવનનો અકાળે અંત આણે છે ત્યારે તેને આપણે આત્મહત્યા કહીએ છીએ. આત્મહત્યામાં ઉગ્ર આવેગ, જાત પ્રત્યેનો તિરસ્કાર, અસહિષ્ણુતા, ઉગ્ર રાગદ્વેષ અને તેમાંથી જન્મતાં અશુભ ભાવ કે અશુભ ધ્યાન વગેરે હોય છે.

આત્મહત્યા અશુભ, અમંગળ, નિંદ્ય અને પાપરૂપ ગણાય છે, અને કાયદાની દૃષ્ટિએ તે ગુનો લેખાય છે. કુટુંબને ખાતર, સમાજને ખાતર, રાષ્ટ્રને ખાતર, ધર્મને ખાતર જેઓ સ્વેચ્છાએ પોતાના પ્રાણને હોડમાં મૂકે છે અને જરૂર પડે ત્યારે પોતાના પ્રાણનો ભોગ પણ આપે છે, તેને આપણે બલિદાન, શહીદી, સ્વાર્પણ ઇત્યાદિ તરીકે ઓળખાવીએ છીએ. તેની પાછળ શુભ હેતુ હોય છે. પરંતુ એ હેતુ સાંસારિક હોય છે અને તેથી તેમાં ઉગ્ર રાગદ્વેષ હોવાનો સંભવ રહે છે. આ પ્રકારનું મૃત્યુ સ્વપક્ષમાં સ્તુત્ય અને વિપક્ષમાં નિંદ્ય મનાતું હોય છે. જ્યાં સ્વપક્ષ કે વિપક્ષ જેવી ભેદરેખા નથી હોતી ત્યાં તે ઘણા લોકોના આદરને પાત્ર થાય છે.

જે માણસો પ્રભુભક્તિમાં ખૂબ લીન હોય છે, અથવા અધ્યાત્મની ઊંચી કક્ષાએ પહોંચેલાં હોય છે, તેઓ દેહ અને આત્માની ભિન્નતાને સતત નિહાળ્યા કરે છે. દેહની ક્ષણભંગુરતા અને આત્માની અમરતા તેમનાંમાં એટલી વસી ગઈ હોય છે કે સ્વેચ્છાએ દેહ છોડી દેવાનો તેઓ વિચાર કરે છે. ખાસ કરીને સંયમના હેતુ માટે જ્યારે દેહ અવરોધ-રૂપ બનતો હોય છે ત્યારે આવો વિચાર વધુ થાય છે. કેટલાંક જળસમાધિ લેતાં હોય છે. કેટલાંક ભૂમિમાં ખાડો ખોદી તેમાં દટાઈ ભૂમિસમાધિ લેતાં હોય છે. કેટલાંક ચિતા પર ચઢી અગ્નિસમાધિ લેતાં હોય છે. કેટલાંક ડુંગરનાં શિખર પરથી પ્રભુના નામનું રટણ કરતાં કરતાં પડતું મૂકે છે. આ પ્રકારના મૃત્યુમાં જીવનનો અંત એના સ્વાભાવિક ક્રમે નહિ, પરંતુ અચાનક વહેલો આણવામાં આવે છે.

જૈન સાધુઓ અનશન, સંથારો કે સંલેખના કરે છે તેમાં તે કરનાર વ્યક્તિ આહાર-પાણી ક્રમે ક્રમે ઘટાડે છે; શરીરને કૃશ બનાવે છે; આહાર-વિહારની કુદરતી હાજતો બંધ થઈ જતાં એક જ સ્થાનમાં રહે છે અને પ્રભુનું રટણ કરતાં કરતાં, મંત્રોચ્ચાર કરતાં કરતાં, શુભ ધ્યાનમાં પોતાના જીવનનો સ્વાભાવિક ક્રમે અંત આવવા દે છે. આમ, સંલેખના દ્વારા મૃત્યુ, એ તમામ પ્રકારનાં મૃત્યુમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે.

મૃત્યુના જે વિવિધ પ્રકારો ગણાવવામાં આવે છે, તેમાં સંલેખના વ્રત માટે ત્રણ પ્રકારનાં મૃત્યુ ખાસ બતાવવામાં

આવેલ છે : (૧) ભક્તપરિજ્ઞામરણ, (૨) ઇંગિનીમરણ અને (૩) પાદપોપગમનમરણ.

(૧) ભક્તપરિજ્ઞામરણ : આ પ્રકારના મરણમાં સાધક ક્રમે ક્રમે પોતાનાં આહાર-પાણી ઓછાં કરવા લાગે છે અને અમુક સમય પછી આહાર અને પાણી લેવાનાં સદંતર બંધ કરી દે છે. એમ કરવાથી દેહની શક્તિ ક્રમે ક્રમે ઘટતી જાય છે અને એક દિવસ દેહ એની મેળે અટકી પડે છે, અર્થાત્ સાધક દેહ છોડી દે છે. જે સમયે વ્રત લેવામાં આવે છે તે સમયથી તે દેહ છૂટે ત્યાં સુધીમાં, સાધકના શરીરની અવસ્થા પ્રમાણે, માસ-દોઢ માસ કે બે માસ જેટલો સમય વીતતો હોય છે. એથી વધારે સમય વીતે એવો સંભવ પહેલેથી જણાતો હોય તો ગુરુમહારાજ સામાન્ય રીતે સંલેખના માટે અનુજ્ઞા આપતા નથી અથવા તો મારણાંતિક સંલેખનાને બદલે આરંભમાં થોડા થોડા સમય માટેની અનુજ્ઞા આપી, સાધકની આરાધનાનું અવલોકન કરી, ઠીક લાગે તો એને ત્યારે જ વ્રત ચાલુ રાખવા માટે ફરીથી અનુજ્ઞા આપે છે.

કોઈ વિરલ સંજોગોમાં તપસ્વી સાધુઓ બાર વર્ષ અગાઉથી સંલેખનાવ્રત સ્વીકારે છે અને એમ કરવામાં ક્રમે ક્રમે એક પછી એક પ્રકારનો આહાર છોડતા જઈ છેવટે માસિક મારણાંતિક સંલેખના સુધી આવી પહોંચે છે, અને એ રીતે બાર વર્ષને અંતે પોતાનો દેહ છોડે છે. પરમ ઉચ્ચ સાધકો જ આવી રીતે બાર વર્ષ અગાઉથી સંલેખનાવ્રત અંગીકાર કરે છે.

(૨) ઇંગિનીમરણ : આ પ્રકારના મરણમાં સાધક ભક્તપરિજ્ઞામરણની જેમ આહાર-પાણી તો છોડી જ દે છે, પરંતુ પછી કોઈ એક નિશ્ચિત સ્થળમાં જ પોતાનો સંથારો (પથારી) કરીને એની બહાર ન જવાનો નિયમ કરે છે, અને બોલવાનું સદંતર બંધ કરે છે. મૃત્યુ આવતાં સુધી અનિવાર્ય હોય તેવા પ્રસંગે બીજા સાધુઓને જે કંઈ કહેવાનું હોય તે ઇંગિત એટલે કે ઇશારા દ્વારા જ તેઓ કહે છે. આમાં સાધક સંથારામાં ઊઠી-બેસી શકે છે. સૂતાં સૂતાં પડખું ફેરવી શકે છે. માત્ર સ્થળ, અન્નપાણી અને વાણીની મર્યાદા એ બાંધી દે છે, અને પોતાનો વ્યવહાર ઇશારા દ્વારા ચલાવે છે. માટે આ પ્રકારના મરણને ઇંગિનીમરણ કહેવામાં આવે છે.

(૩) પાદપોપગમનમરણ : ભક્તપરિજ્ઞામરણ કરતાં ઇંગિનીમરણ વધારે કઠિન મરણ છે, પરંતુ એના કરતાં પણ વધારે કઠિન મરણ તે પાદપોપગમનમરણ છે. પાદપ એટલે વૃક્ષ. કોઈ પણ પ્રકારની ગતિ કર્યા વગર, પવન ન હોય ત્યારે વૃક્ષ જેમ નિશ્ચેષ્ટ, હલનચલન વગરનું દેખાય છે તેવી રીતે આ પ્રકારના મરણમાં સાધકે આહાર-પાણીનો ત્યાગ તો ક્યારનો ય કરી દીધો હોય છે, પરંતુ કોઈ એકાંત સ્થળમાં જઈ મૃત્યુ આવે ત્યાં સુધી તે નિશ્ચેષ્ટ પડ્યા રહે છે; તેઓ હાથપગ પણ હલાવતા નથી, કોઈની સાથે ઇશારાથી પણ કોઈ વ્યવહાર રાખતા નથી. પડખું પણ ફરતા નથી, અને ધ્યાનમગ્ન બનીને પોતાના દેહમાંથી આત્માને છૂટી જવા દે છે.

આ પ્રકારનું મરણ અત્યંત કઠિન છે. દેહ ઉપર અસાધારણ પ્રભુત્વ આવી ગયું હોય અને આત્મકલ્યાણની અખૂટ શ્રદ્ધા હોય ત્યારે આ પ્રકારના મરણ દ્વારા સંલેખના-વ્રત માટે ગુરુમહારાજ અનુજ્ઞા આપે છે. દીર્ઘ સમયના કઠિન અભ્યાસ પછી જ આ પ્રકારની સજ્જતા સાધકને પ્રાપ્ત થાય છે. કેટલાક સાધુઓએ ભગવાન મહાવીર પાસે પાદપોપગમનમરણ માટે અનુજ્ઞા માગી અને ભગવાન મહાવીરે તે આપી હતી. તે પછી બીજા કેટલાક સાધુઓએ ભગવાનને પૂછ્યું હતું કે "આવું અપ્રતિમ આત્મબળ તેઓ ક્યાંથી મેળવે છે?" ત્યારે ભગવાને કહ્યું હતું કે "જિનેશ્વર ભગવાનના વચનમાં અવિચલ અને ઉત્કટ શ્રદ્ધા હોય ત્યારે જ આ પ્રકારનું આત્મબળ સાધકમાં આવે છે."

જે વ્યક્તિ સંલેખના-વ્રત સ્વીકારે છે તે વ્યક્તિએ પોતાના વ્રતનો ભંગ ન થાય તે માટે પાંચ પ્રકારના અતિચારથી બચવું જોઈએ. એ પાંચ અતિચાર આ પ્રમાણ છે :

(૧) જે વ્યક્તિ સંલેખના-વ્રત સ્વીકારે છે તે વ્યક્તિને ક્યારેક પોતાના વ્રતના પુણ્યોપાર્જનથી પછીના જન્મમાં લૌકિક, ભૌતિક સુખ ભોગવવાની આકાંક્ષાઓ થવાનો સંભવ છે. એવી આકાંક્ષાઓ ન થવી જોઈએ.

(૨) જેમ આ લોકનાં સુખની આકાંક્ષા ન થવી જોઈએ, એવી રીતે પરલોકમાં, દેવ વગેરે ગતિમાં પણ સુખ ભોગવવાની આકાંક્ષા ન થવી જોઈએ.

(૩) વ્રત આચરનાર વ્યક્તિ પાસે આસપાસના લોકો ખૂબ પ્રેમ અને આદરથી આવતા હોય છે અને વંદન કરતા હોય છે. પ્રેમ-આદર અને ભક્તિ સંથારો લેનારને ગમવા લાગે અને એને પરિણામે થોડું વધુ જીવવા મળે તો સારું એવો ભાવ થવાનો પણ સંભવ રહે છે; પરંતુ વધુ જીવવાનો તેવો ભાવ ન જ થવો જોઈએ.

(૪) અન્ન-પાણીના ત્યાગ પછી દેહનું કષ્ટ જ્યારે વધતું જતું હોય છે ત્યારે પોતાના જીવનનો અંત વહેલો આવી જાય તો જલદી છુટાય એવો ભાવ પણ થવાનો સંભવ છે. જેમ વધારે જીવવાની આકાંક્ષા ન થવી જોઈએ, તેમ મૃત્યુ વહેલું આવે એવી આકાંક્ષા પણ ન થવી જોઈએ.

(૫) સંલેખનાના વ્રત દરમિયાન વ્યક્તિને ક્યારેક સારું ખાવાનું, સારું સાંભળવાનું કે અન્ય પ્રકારના ભોગ ભોગવવાનું મન થાય એવો સંભવ છે. એવે વખતે મનથી પણ ભોગોપભોગની એવી ઇચ્છા ન થવી જોઈએ. આમ, પાંચેય પ્રકારના અતિચારની બાબતમાં વ્રત કરનારે સાવધાન રહેવું જોઈએ, કારણ કે અતિચાર થતાં અસમાધિ થવાનો સંભવ છે.

સંલેખનાવ્રત સ્વીકાર્યા પછી મૃત્યુ સુધીનો સમય પસાર કરવો એ સહેલી વાત નથી. વ્રત લેનાર વ્રતથી કંટાળી જાય, વ્રતમાંથી પાછો આવી જાય, જાણતાં કે અજાણતાં વ્રતભંગ કરે વગેરે પ્રકારનાં ઘણાં ભયસ્થાનો

આ પ્રકારના વ્રતમાં રહેલાં હોય છે, કારણ કે મારણાંતિક સંલેખનાનું વ્રત પૂરું કરતાં કોઈકને દસ-પંદર દિવસ લાગે તો કોઈકને મહિનો કે બે મહિના પણ લાગે, અને એટલા લાંબા સમયમાં ચિત્ત સતત સ્વસ્થ, પ્રસન્ન અને ધ્યાનમગ્ન રહે એ સહેલી વાત નથી. વ્રત લેનાર વ્યક્તિને સમાધિમરણ પ્રાપ્ત થવું જોઈએ. એટલે વ્રતના કાળ દરમિયાન કોઈ પણ પ્રકારે અસમાધિ ન થાય તેની સાવચેતી ગુરુમહારાજે રાખવાની હોય છે.

વ્રત લેનારની પાત્રતા, સ્થળ અને સમયની અનુકૂળતા ઇત્યાદિ જોવાં, ઉપરાંત વ્રત લેનારની વૈયાવચ્ચ કરવા માટે ઓછામાં ઓછા બીજા બે (વધુમાં વધુ અડતાળીસ) સાધુઓ ન હોય ત્યાં સુધી ગુરુમહારાજ વ્રત માટે અનુજ્ઞા આપતા નથી હોતા. જે સાધુઓ આ પ્રકારનું વૈયાવચ્ચ કરે છે તેને 'નિઝામણાં' (નિર્યામણા) કહેવામાં આવે છે. જ્યાં સુધી આહાર-પાણી લેવાની છૂટ હોય ત્યાં સુધી સાધકને માટે યોગ્ય સમયે, યોગ્ય આહાર મેળવવાની જવાબદારી તથા સાધકને બીજા લોકો આવીને વ્રતમાંથી ચલિત ન કરે તે જોવાની જવાબદારી, સાધકને સતત આત્મ-રમણતામાં રહેવા માટે પ્રોત્સાહિત કરવાની જવાબદારી અને સાધકને દેહભાવ આવી જતો હોય ત્યારે તેને આત્મભાવમાં સ્થિર કરવા માટે તેવા પ્રકારનાં વચનો, સ્તોત્રો, મંત્રો ઇત્યાદિ સંભળાવવાની જવાબદારી આ નિઝામણાં કરાવનાર સાધુઓની હોય છે, કારણ કે વ્રત

લેવું એ તો કઠિન છે જ, પરંતુ અંત સુધી તેનું પાલન કરવું, અને અંત સમય સુધી અસમાધિનો ભાવ ન આવે તે જોવું એ તો એથી પણ અત્યંત કઠિન છે,

સંલેખના-વ્રત સ્વીકારનારે અંતિમ સમયની વિવિધ આરાધનાઓ કરવાની હોય છે જેમાં ચાર શરણ, ક્ષમાપના, પાપસ્થાનોની અને અતિચારોની આલોચના, પંચપરમેષ્ઠિને નમસ્કાર વગેરેનો સમાવેશ થાય છે.

આમ, સંલેખનાવ્રત જૈનોનું એક પરમ ઉચ્ચ વ્રત છે અને અધ્યાત્મના માર્ગે ઊંચે ચડેલી વિરલ વ્યક્તિઓ જ તે વ્રત અંગીકાર કરી તેને સાંગોપાંગ પૂર્ણ કરી શકે છે.



## ❖ કરુણાની ચરમ કોટિ

દુનિયામાં કોઈ પણ ધર્મને સદાકાળ માટે સર્વ અનુયાયીઓ સાચા, શુદ્ધ અને પરિપૂર્ણ મળી રહે એવું બની શકે નહિ. ધર્મને પોતાની સમજણ અનુસાર જીવનમાં પ્રામાણિકપણે ઉતારવાનો પ્રયત્ન કરનાર અનુયાયીઓમાં પણ અનેક કક્ષા હોઈ શકે. અજ્ઞાન કે અધૂરી સમજણથી ધર્માચરણ કરનાર માણસોનો વર્ગ સામાન્ય રીતે મોટો રહેવાનો. જાણતાં-અજાણતાં ધર્મના સિદ્ધાંતોથી ઊલટું આચરણ કરનારા અને છતાં પોતાને ધાર્મિક કહેવડાવનાર લોકો પણ દરેક ધર્મમાં મળવાના.

અણસમજથી અધૂરું આચરણ કરનાર કેટલાંક મનુષ્યોના ખોટા દાખલાથી ધર્મ વગોવાય છે. બીજી બાજુ ધર્મનાં સાચાં તત્ત્વો કે રહસ્યોને સમજ્યા વગર કે તેનો અભ્યાસ કર્યા વગર ધાર્મિક માણસોની ટીકા કે વગોવણી કરનારાઓનો એક વર્ગ પણ હોય છે.

સદાચારની કોઈ નાનકડી પ્રવૃત્તિથી માંડીને ઊંડી આત્મખોજ સુધી, મોક્ષગતિ સુધી, ધર્મનું ક્ષેત્ર વિસ્તરેલું છે. એ પૂર્ણપણે પામવું એ કોઈક વિરલ વ્યક્તિ માટે શક્ય છે. સામાન્ય માણસો તો દુરાચાર કરતાં અટકે અને સદાચારી બની રહે એ પણ ઘણી મોટી વાત કહેવાય. પરંતુ ધર્મની ચરમસીમા ત્યાં આવી ગઈ એમ માનીને જેઓ ત્યાં અટકી

લેવું એ તો કઠિન છે જ, પરંતુ અંત સુધી તેનું પાલન કરવું, અને અંત સમય સુધી અસમાધિનો ભાવ ન આવે તે જોવું એ તો એથી પણ અત્યંત કઠિન છે,

સંલેખના-વ્રત સ્વીકારનારે અંતિમ સમયની વિવિધ આરાધનાઓ કરવાની હોય છે જેમાં ચાર શરણ, ક્ષમાપના, પાપસ્થાનોની અને અતિચારોની આલોચના, પંચપરમેષ્ઠિને નમસ્કાર વગેરેનો સમાવેશ થાય છે.

આમ, સંલેખનાવ્રત જૈનોનું એક પરમ ઉચ્ચ વ્રત છે અને અધ્યાત્મના માર્ગે ઊંચે ચડેલી વિરલ વ્યક્તિઓ જ તે વ્રત અંગીકાર કરી તેને સાંગોપાંગ પૂર્ણ કરી શકે છે.



હત્યા કરવી ત્યાં સુધીનું ક્ષેત્ર હિંસાનું ગણાયું છે. પરિણામે હિંસાની તરતમતા અનંત કોટિની હોઈ શકે.

પ્રેમ અને કરુણા એ મનુષ્યના નૈસર્ગિક ગુણો છે. એ જેમ વધુ સતેજ બને તેમ મનુષ્યની અહિંસાની ભાવના સ્થૂલમાંથી સૂક્ષ્મ તરફ ગતિ કરે. મનુષ્યમાં રહેલાં પ્રેમ અને કરુણા માત્ર પોતાનાં કુટુંબ, સમાજ, રાષ્ટ્ર, જ્ઞાતિ, ધર્મ કે સમુદાયનાં મનુષ્યો પૂરતાં જ સીમિત ન રહેવાં જોઈએ. માનવપ્રેમ જગતના તમામ માનવો સુધી વિસ્તરવો જોઈએ. પોતાનો દ્વેષ કે ધિક્કાર કરનાર દુશ્મનને પણ જે સાચી રીતે ચાહી શકે તેની ભાવના તેટલી ઊંચી. કેટલાંક માણસોનો પ્રેમ મનુષ્ય ઉપરાંત માત્ર પાળેલાં પ્રાણીઓ સુધી વિસ્તરે છે. એથી આગળ વધી કેટલાંક માણસો હિંસક કે અહિંસક એવાં તમામ પશુપક્ષીઓને ચાહે છે; પણ નાનાં જીવજંતુ-ઓને મારવામાં તેમને કશું પાપ જણાતું નથી. તો બીજા કેટલાંક એથી પણ આગળ વધી નાનામાં નાના જીવોની પણ હિંસા ન થાય તેવી રીતે પોતાનો જીવનવ્યવહાર ગોઠવે છે.

હવા, પાણી, માટી વગેરેમાં રહેલા સૂક્ષ્મ જીવોનો વિચાર કરીએ તો હિંસા વિના એક ક્ષણ પણ જીવન ન ટકી શકે. એટલે જ અલ્પતમ હિંસાનું ધ્યેય-સ્વીકારાયું છે.

કેટલાક વિદ્યાર્થીઓ જેમ આગળ ભણે અને પાછળનું ભૂલે, તેમ કેટલાંક માણસો અહિંસાની ભાવનામાં નાનામાં નાના જીવો પ્રતિ પહોંચે છે, પરંતુ મોટા જીવોને ભૂલી

જાય છે તેઓ પોતે શાનાથી વંચિત રહી જાય છે તે જાણતાં નથી.

દુનિયામાં દરેક ધર્મ એના ખોટા અનુયાયીઓને કારણે વગોવાયો છે. તપશ્ચર્યા અને અહિંસાની ભાવનાના ઉચ્ચતમ કોટિના સિદ્ધાંતોને કારણે કેટલાંક સામાન્ય માણસો, જો યોગ્ય માર્ગદર્શન ન મળે તો સાધનાનાં કેટલાંક પગથિયાં ચૂકી જવાનો સંભવ રહે છે.

ભગવાન મહાવીરે અઢી હજાર વર્ષ પૂર્વે અહિંસાનો જે ઉપદેશ આપ્યો તે ઘણી જ ઊંચી કોટિનો છે. સમગ્ર વિશ્વનાં રોજિંદાં સુખશાંતિને માટે તે જેમ ઉપયોગી છે તેમ વ્યક્તિની આધ્યાત્મિક સાધનાને માટે પણ ઉપયોગી છે.

'દરેક જીવને જીવવું ગમે છે અને કોઈને મરવું ગમતું નથી. માટે કોઈ પણ જીવને મારવો નહિ.'— અહિંસાનું ભગવાન મહાવીરે આપેલું આ સર્વમાન્ય સૂત્ર છે. પરંતુ બધા જીવો એકસરખા નથી. માણસ, ગાય, પક્ષી, માખી, વાંદો, કે કીડી — એ દરેકને મારી નાખવાનું પાપ એકસરખું ન હોઈ શકે, કારણ કે ઇન્દ્રિયો અને ચિત્તનો વિકાસ બધાંમાં એકસરખો નથી હોતો. એવી રીતે મનુષ્યમાં પણ બાળક, વૃદ્ધ, દુર્જન, ગર્ભવતી સ્ત્રી, સંત-મહાત્મા એ દરેકની હત્યાનું પાપ પણ એકસરખું ન હોઈ શકે. વળી હત્યા કરનાર દરેકના મનના આશય અને ભાવો એકસરખા નથી હોતા. બીજા જીવોને પોતાના દ્વારા પ્રતિકૂળતા થવી કે બીજાના મનને દૂભવવું ત્યાંથી માંડીને ઘોર

હત્યા કરવી ત્યાં સુધીનું ક્ષેત્ર હિંસાનું ગણાયું છે. પરિણામે હિંસાની તરતમતા અનંત કોટિની હોઈ શકે.

પ્રેમ અને કરુણા એ મનુષ્યના નૈસર્ગિક ગુણો છે. એ જેમ વધુ સતેજ બને તેમ મનુષ્યની અહિંસાની ભાવના સ્થૂલમાંથી સૂક્ષ્મ તરફ ગતિ કરે. મનુષ્યમાં રહેલાં પ્રેમ અને કરુણા માત્ર પોતાનાં કુટુંબ, સમાજ, રાષ્ટ્ર, જ્ઞાતિ, ધર્મ કે સમુદાયનાં મનુષ્યો પૂરતાં જ સીમિત ન રહેવાં જોઈએ. માનવપ્રેમ જગતના તમામ માનવો સુધી વિસ્તરવો જોઈએ. પોતાનો દ્વેષ કે ધિક્કાર કરનાર દુશ્મનને પણ જે સાચી રીતે ચાહી શકે તેની ભાવના તેટલી ઊંચી. કેટલાંક માણસોનો પ્રેમ મનુષ્ય ઉપરાંત માત્ર પાળેલાં પ્રાણીઓ સુધી વિસ્તરે છે. એથી આગળ વધી કેટલાંક માણસો હિંસક કે અહિંસક એવાં તમામ પશુપક્ષીઓને ચાહે છે; પણ નાનાં જીવજંતુ-ઓને મારવામાં તેમને કશું પાપ જણાતું નથી. તો બીજા કેટલાંક એથી પણ આગળ વધી નાનામાં નાના જીવોની પણ હિંસા ન થાય તેવી રીતે પોતાનો જીવનવ્યવહાર ગોઠવે છે.

હવા, પાણી, માટી વગેરેમાં રહેલા સૂક્ષ્મ જીવોનો વિચાર કરીએ તો હિંસા વિના એક ક્ષણ પણ જીવન ન ટકી શકે. એટલે જ અલ્પતમ હિંસાનું ધ્યેય સ્વીકારાયું છે.

કેટલાક વિદ્યાર્થીઓ જેમ આગળ ભણે અને પાછળનું ભૂલે, તેમ કેટલાંક માણસો અહિંસાની ભાવનામાં નાનામાં નાના જીવો પ્રતિ પહોંચે છે, પરંતુ મોટા જીવોને ભૂલી

જાય છે. કીડીને બચાવે, પણ ગરીબ કે લાચાર માણસનું ક્રૂર શોષણ કરતાં જરા પણ ન અચકાય. આવાં માણસોના એકાંગીણ વ્યવહારથી અહિંસાની ભાવના વિશે સામાન્ય લોકોમાં ગેરસમજ પ્રવર્તતી હોય છે, અને ધર્મ વગોવાય છે.

કેટલાંક માણસોની ધર્મભાવના માનવદયાથી વધુ વિસ્તરતી નથી. તેઓ એમ માને છે કે માનવરાહતનું અને માનવનાં સુખશાંતિનું કાર્યક્ષેત્ર જ એટલું મોટું છે કે એથી બહાર જવાની જરૂર નથી. આ માન્યતા અધૂરી છે, કારણ કે જગતનાં તમામ મનુષ્યોને સર્વકાળ માટે સર્વ રીતે સુખી કરી શકાય તેવું સંસારનું સ્વરૂપ નથી.

વળી, માનવતાનું તમામ કાર્ય પૂર્ણ થયા પછી જ અન્ય પ્રાણીઓ પ્રત્યે દયા પ્રગટવી જોઈએ એવું વિભાજિત ઊર્મિતંત્ર મનુષ્યનું નથી. એટલે મનુષ્ય પોતાની ચેતનાનો વિસ્તાર અન્ય મનુષ્ય પૂરતો જ સીમિત કરવાનો પ્રયત્ન કરે તે યોગ્ય નથી. કેટલાક મહાત્માઓના હૃદયમાં જગતનાં તમામ મનુષ્યો પ્રત્યે જેમ પ્રેમ અને કરુણા રહેલાં હોય છે, તેમ જગતનાં તમામ પશુપક્ષીઓ તેમજ સ્થૂલ કે સૂક્ષ્મ જીવજંતુઓ પ્રત્યે અર્થાત્ તમામ જીવો પ્રત્યે પ્રેમ અને કરુણા રહેલાં હોય છે. તેમનો કોઈ પણ વ્યવહાર સંસારના કોઈ પણ જીવને મન, વચન અને કાયાથી તથા કરવું, કરાવવું અને અનુમોદવું એમ ત્રિવિધેત્રિવિધ જરા પણ દુઃખ ન થાય એ કોટિનો હોય છે.

ભગવાન મહાવીરે અહિંસાની ભાવનાને માનવદયા પૂરતી સીમિત ન કરતાં સમગ્ર વિશ્વના તમામ જીવો પ્રતિની દયા સુધી વિસ્તારી. આવી ઉચ્ચતમ જીવદયામાં માનવદયા તો અવશ્ય સમાવિષ્ટ જ છે તે ક્યારેય ભુલાવું ન જોઈએ. ભગવાન મહાવીરે અહિંસાની, પ્રેમ અને કરુણાની ભાવનાને પોતાના જીવનમાં એની ચરમ કોટિ સુધી પહોંચાડી. આ ભાવનાની તરતમતાને પારખવી એ કેટલાક માટે જો સહેલી વાત ન હોય તો તેને સમજણપૂર્વક જીવનમાં ઉતારવી તે તો કેટલી બધી કઠિન વાત ગણાય!

ધર્મની સાચી સમજણ પ્રાપ્ત થાય અને તે પ્રમાણે આચરણ પણ થાય તો એ દ્વારા આત્મશાંતિ અને વિશ્વ-શાંતિ ઉભય સાધી શકાય.



# ❋ સાંવત્સરિક ક્ષમાપના

જીવન જીવવા માટે અનેક લોકોના સ્થૂળ કે સૂક્ષ્મ સહકારની અપેક્ષા રહે છે. બધાંની શારીરિક, માનસિક કે આત્મિક શક્તિ એકસરખી હોતી નથી, એથી વ્યક્તિ-વ્યક્તિના પુરુષાર્થમાં ફરક રહે છે; પરંતુ જેમની પાસે કર્મયોગે વધુ શક્તિ હોય છે તેવી વ્યક્તિઓમાં ક્યારેક સહકારને બદલે અસહકાર, સ્વાર્થ, અહંકાર જેવાં લક્ષણો આવી જાય છે. એથી વ્યવહારની સમતુલા ખોરવાય છે. દ્વેષ, ધિક્કાર, ઇર્ષ્યા, નિંદા, અહિતચિંતા વગેરે ભાવોમાંથી ઘર્ષણ અને વૈરવૃત્તિ પ્રગટ થાય છે. એકબીજાને નુકસાન પહોંચાડવાનો પ્રયત્ન થાય છે. બદલો લેવાની ભાવના જાગે છે. અનુદારતા, અસહિષ્ણુતા, અક્ષમા વગેરેની વૃત્તિઓ જોર પકડતાં પરસ્પરનો વ્યવહાર દૂષિત થાય છે. ઉપેક્ષા-અણબનાવથી માંડીને લડાઈ-ઝઘડા સુધી વાત પહોંચે છે. એવા દૂષિત વ્યવહારને ફરીથી સ-રસ, સુખમય, શાંતિમય બનાવવા માટે પ્રેમ, સહકાર, ઉદારતા, સહિષ્ણુતા વગેરેની સાથે ક્ષમાની પણ અતિશય આવશ્યકતા રહે છે.

પોતાની ભૂલનો એકરાર કરીને ક્ષમા માગવી અને પોતાના પ્રત્યે બીજાએ ભૂલ કરી હોય તો તે માટે તેને ઉદાર ક્ષમા આપવી એમ ઉભય પ્રકારે, ક્ષમાપના કરવાની હોય છે.

આપણું અજ્ઞાન, આપણી ક્યાં ભૂલ થઈ છે તેનું ભાન આપણને ક્યારેક થવા દેતું નથી. કેટલીક ભૂલો તદ્દન નજીવી હોય છે; તો કેટલીક ભયંકર, જીવસંહારની કોટિ સુધીની હોય છે. જે માણસ જાગ્રત છે તે પોતાની ભૂલ સમજાતાં એકરાર કરીને તત્ક્ષણ ક્ષમા માગી લે છે. ક્યારેક ભૂલની ખબર મોડી પડતાં ક્ષમા માગવામાં સકારણ વિલંબ થાય છે. ક્યારેક આપણી ભૂલ ઇરાદાપૂર્વકની હોય, તો ક્યારેક અજાણતાં થઈ ગઈ હોય. ક્યારેક કેટલાક અશુભ વિચારો આપણા ચિત્તમાં ઊઠીને શમી જાય છે. એના માત્ર આપણે પોતે જ સાક્ષી હોઈએ છીએ. ક્યારેક અશુભ વિચારો બીજા આગળ શબ્દમાં વ્યક્ત થઈ જાય છે, પરંતુ એ પ્રમાણે સ્થૂળ આચરણ કરતાં અટકીએ છીએ; તો ક્યારેકના વિચારના આવેગ કે ભાવના આવેશ પ્રમાણે સ્થૂળ દોષ પણ કરી બેસીએ છીએ.

મનુષ્યનું ચિત્તતંત્ર એટલું બધું સંકુલ છે કે એમાં ઊઠતા પ્રત્યેક અશુભ વિચારની ગણતરીપૂર્વકની નોંધ રાખવાનું સરળ નથી. માટે જ ક્ષમાપનાનો આચાર વ્યાપક કારણે અને ધોરણે સ્વીકારવાની જરૂર રહે છે. એટલા માટે જ મન, વચન અને કાયાથી તથા કરતાં, કરાવતાં અને અનુમોદતાં એમ ત્રિવિધેત્રિવિધ પ્રકારે ( નવ કોટિએ ) અને તે પણ જાણતાં-અજાણતાં થયેલા દોષો માટે ક્ષમા માગવાની હોય છે. એ માગતી વખતે ગરીબ-તવંગર, સુશિક્ષિત-અશિક્ષિત, નાના-મોટા, ગુરુ-શિષ્ય, શેઠ-નોકર ઇત્યાદિના

ભેદનો વિચાર ન કરતાં પોતે જ સામેથી ક્ષમા માગી લેવી જોઈએ.

આપણે કયા માણસની ક્ષમા માગીશું ? માત્ર માણસ શા માટે ? સમસ્ત જીવરાશિની હાથ જોડી, નતમસ્તકે, હૃદયમાં ધર્મભાવ ધારણ કરીને ક્ષમા માગીએ, કે જેથી અજાણતાં પણ કોઈ જીવની ક્ષમા માગવાનું રહી ન જાય. શાસ્ત્રકાર કહે છે :

सव्वस्स जीवरासिस्स भावओ धम्मनिहिअ निअ चित्तो ।
सव्वं खमावईता खमामि सव्वस्स अहयंपि ॥

શાસ્ત્રકારોએ દૈનિક, પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક એવા ચાર મુખ્ય પ્રકાર ક્ષમાપના માટે બતાવ્યા છે. પહેલા ત્રણ પ્રકાર ચૂકી જવાય તો છેવટે સાંવત્સરિક ક્ષમાપના તો દરેક માણસે અવશ્ય કરી જ લેવી જોઈએ, કે જેથી એ ઋણમાંથી મુક્ત થઈ જવાય. શાસ્ત્રકારો કહે છે કે જે માણસ સાંવત્સરિક ક્ષમાપના ચૂકી જાય છે એના કષાયો અનંતાનુબંધી બની જાય છે. વળી એને જો સમ્યકત્વ પ્રાપ્ત થયું હોય તો તે ચાલ્યું જાય છે. સમ્યકત્વની પ્રાપ્તિ માટે અને કષાયોની મંદતા માટે ક્ષમાના તત્ત્વને એથી જીવનમાં ઉતારવાની આવશ્યકતા છે.

ભૂલ તો બધાંની થાય, પણ ક્ષમા બધાં માગતાં નથી. પરંતુ જે ક્ષમા માગે છે અથવા બીજાને ક્ષમા આપે છે તેના જીવનમાં દૈવી અંશો પ્રગટ થાય છે. To err is human, but to forgive is divine. ક્ષમા માગવી

અને આપવી એ અપ્રમત્ત ચિત્તની નિશાની છે. ક્ષમા સાથે જો પશ્ચાત્તાપ, હૃદય-પરિવર્તન, ફરી એવી ભૂલ ન થાય તે માટેનો સંકલ્પ ઇત્યાદિ સંકળાયેલાં હોય તો તે પ્રકારની ક્ષમા ઊંચા પ્રકારની બને છે.

માત્ર ઉપચાર તરીકે શબ્દોચ્ચાર કરીને 'મિચ્છામિ દુક્કડમ્' કહેવું એ દ્રવ્ય-ક્ષમા છે. વ્યવહારમાં એની પણ આવશ્યકતા છે; પરંતુ માણસે દ્રવ્ય-ક્ષમામાં અટકી ન જતાં ભાવ-ક્ષમા સુધી પહોંચવાનું છે.

ક્ષમાના પાંચ પ્રકાર ગણાવવામાં આવે છે: ઉપકારક-ક્ષમા, અપકાર-ક્ષમા, વિપાક-ક્ષમા, વચન-ક્ષમા (આજ્ઞા-ક્ષમા) અને ધર્મક્ષમા. જેણે આપણા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો હોય તેવી વ્યક્તિને એની ભૂલ માટે આપણે તરત માફ કરી દઈએ છીએ. એ ઉપકાર-ક્ષમા છે. જેના તરફથી આપણા ઉપર અપકાર થવાનો ડર રહે છે તેની આપણે તરત માફી માગી લઈએ છીએ. એ અપકાર-ક્ષમા છે. મોટાં અશુભ કર્મોનો દુઃખદાયક વિપાક જ્યારે થાય છે ત્યારે તે વખતે આપણે આપણાં ભૂતકાલીન અશુભ કર્મોને માટે તથા ભવિષ્યમાં એવાં મોટાં દુઃખો ન આવી પડે એવા ભયથી ક્ષમા માગી લઈએ છીએ. એ વિપાક-ક્ષમા છે. તીર્થંકર ભગવાનનાં આજ્ઞા-વચન સાંભળીને આપણે ક્ષમાયાચના કરીએ છીએ તે વચન-ક્ષમા. સમ્યક્ત્વ હોય તો જ આવી ક્ષમા આવે. ધર્મની સાચી સમજણમાંથી આત્માના સ્વાભાવિક ધર્મ તરીકે ક્ષમાનો જે ભાવ પ્રગટ થાય છે

તે ધર્મક્ષમા છે. ભયંકર નિમિત્તો મળતાં પણ ગજસુકુમાલ, મેતારજ મુનિ વગેરેની જેમ ક્ષમાનો ભાવ રહે તે ધર્મક્ષમા. પહેલા ત્રણ પ્રકારની ક્ષમા અજ્ઞાની–મિથ્યાત્વી માણસોને પણ હોઈ શકે.

આ વિવિધ પ્રકારની ક્ષમામાં ધર્મ-ક્ષમા શ્રેષ્ઠ છે. તે અનાયાસ હોય છે. પ્રતિક્ષણ તમામ જીવો પ્રત્યે ક્ષમાનો ભાવ સહજ રીતે જ વહ્યા કરે તે સહજ-ક્ષમા છે. આપણી ધર્મક્ષમા સહજ-ક્ષમા બની રહેવી જોઈએ.

ભૂલનો બચાવ કરી બીજાની સાથે લડવા માટે તત્પર એવા ઘણા લોકો હોય છે. પરંતુ ઘણા એવા સરળ માણસો પણ હોય છે કે જેઓ ભૂલનો સ્વીકાર કરી, તે માટે તરત ક્ષમા માગી લે છે. ક્ષમા માગવી એ બહુ અઘરી વાત નથી. પરંતુ બીજા કોઈએ આપણા પ્રત્યે ભૂલ કરી હોય તો તેનો બદલો ન લેતાં તેને સાચા દિલની ક્ષમા આપવી એ દુષ્કર કાર્ય છે. ઘણાં માણસો બીજા માણસને એની નાનકડી ભૂલ માટે બરાબર પાઠ ભણાવવાના આશયથી ઘણું મોટું વેર વાળતા હોય છે. પરંતુ સહિષ્ણુ અને ઉદાર એવા મહામના માણસો એવા પ્રસંગે પણ એને સાચી ક્ષમા આપી, એનું હિત ઇચ્છતા હોય છે. બીજા જીવો પ્રત્યે હૃદયમાં સાચો કરુણાભાવ હોય તો જ આમ બની શકે.

ક્ષમા એ કરુણાની બહેન છે, અને અહિંસાની દીકરી છે. ક્ષમા ધારણ કરવામાં ઘણી મોટી નૈતિક હિંમતની અપેક્ષા રહે છે. એટલા માટે જ क्षमा वीरस्य भूषणम्, क्षमा

તેજસ્વિનામ્ ગુણઃ, ક્ષમા રૂપ તપસ્વિનામ્ વગેરે કહેવાય છે. એટલા માટે જ ક્ષમાના અવતાર એવા પંચ પરમેષ્ઠીને – સાધુથી અરિહંતો ( તીર્થંકરો )ને આપણે ' ક્ષમાશ્રમણ ' (ખમાસમણ) કહીને વંદન કરીએ છીએ.

કેટલાક કહે છે કે ક્ષમા એ પૃથ્વી અને સ્વર્ગ વચ્ચેની સીડી છે. કેટલાક એને સ્વર્ગના દ્વાર તરીકે ઓળખાવે છે.

' Mutual forgiveness of each vice,
Such are the gates of paradise.'

જૈન ધર્મમાં તો ક્ષમાને મોક્ષના ભવ્ય દરવાજા તરીકે ઓળખાવવામાં આવી છે. ક્ષમાના હૃદયપૂર્વકના સાચા ભાવથી જીવને મોટી કર્મનિર્જરા થાય છે. ક્ષમા કર્મક્ષય સુધી, મુક્તિ સુધી જીવને પહોંચાડે છે.

ક્ષમાપના વગર કોઈ ધાર્મિક કે આધ્યાત્મિક આરાધના થતી નથી. જેણે આરાધનાની ઇમારત ચણવી હોય તેણે ક્ષમાનો પાયો નાખવો પડશે. ક્ષમા માગીને તથા ક્ષમા આપીને જે ઉપશાન્ત થતો નથી તે સાચો આરાધક બની શકતો નથી.

ભદ્રબાહુ સ્વામીએ એટલા માટે જ કહ્યું છે :

जो उवसमइ तस्स अत्थि आराहणा ।
जो न उवसमइ तस्स नत्थि आराहणा ।
तम्हा अप्पणा चेव उवसमियव्वं ।

ક્ષમાની સાથે મૈત્રી જોડાયેલી છે. મૈત્રી હોય ત્યાં વેરભાવ ન હોય. ક્ષમા સમગ્ર વિશ્વમાં શાંતિ અને સંવાદિતા સ્થાપવામાં ઘણો મોટો ફાળો આપે છે. એટલા માટે જ કેટલાક લોકોનું નિરંતર ભાવરટણ હોય છે :

खामेमि सव्व जीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्व भूएसु, वेरं मज्झ न केणई ॥

[હું બધા જીવોને ખમાવું છું. બધા જીવો મને ક્ષમા આપો. સર્વ જીવો સાથે મારે મૈત્રી છે. કોઈ સાથે મારે વૈરભાવ નથી.]

જૈનોનું પર્યુષણ પર્વ એ ક્ષમાપનાનું પર્વ છે. પર્વ નિમિત્તે પરસ્પર ક્ષમાપના કરાય છે. એમાં ઔપચારિકતા ઘણી હશે. તો પણ જીવનને સુસંવાદી બનાવવામાં આ પર્વનો ફાળો ઓછો નથી. વિશ્વશાંતિની દિશામાં એ એક મોટું પગલું છે.

દુનિયાના કોઈ ધર્મમાં ક્ષમાપનાનું અલગ, વિશિષ્ટ, મોટું પર્વ મનાવવાનું ફરમાવાયું હોય તો તે જૈન ધર્મમાં છે. એ એનું મોટું યોગદાન છે. માનવજાત માટે એ મોટું વરદાન છે.



# ⊞ સમુદ્ઘાત અને શૈલેશીકરણ

સમુદ્ઘાત અને શૈલેશીકરણ, એ જૈન ધર્મના બે પારિભાષિક શબ્દો છે. એ વિશે જૈન ધર્મમાં જેવી વિચારણા કરવામાં આવી છે તેવી અન્યત્ર ક્યાંય જોવા મળતી નથી.

'સમુદ્ઘાત' એટલે સમ + ઉદ્ઘાત. સમ એટલે સરખું અને ઉદ્ઘાત એટલે આરંભ, પ્રયત્ન, સંચલન. એટલે કે કર્મોની સ્થિતિને સરખી કરવા માટેનો પ્રયત્ન તે સમુદ્ઘાત. શૈલ એટલે પર્વત; આત્મ-પ્રદેશોને મેરુ પર્વતની જેમ અચલ કરવાની ક્રિયા તે શૈલેશીકરણ.

જડ અને ચેતન તત્ત્વનો સંયોગ એ એક અદ્ભુત ઘટના છે. તેવી જ રીતે જડ અને ચેતન તત્ત્વનો વિયોગ એ પણ એક રહસ્યમય વિસ્મયકારક ઘટના છે. આ સચરાચર વિશ્વમાં જડ અને ચેતન તત્ત્વના સંયોગ અને વિયોગની પ્રક્રિયા નિરંતર ચાલ્યા કરે છે. ચેતન તત્ત્વથી રહિત એવું જડ તત્ત્વ નજરે જોવા મળે છે, પરંતુ જડ તત્ત્વથી રહિત એવું નિર્ભેળ શુદ્ધ ચેતન તત્ત્વ—આત્મ તત્ત્વ—નજરે જોઈ શકાતું નથી.

જડ અને ચેતન તત્ત્વના સંયોગ-વિયોગની ઘટનાઓમાં બે મહત્ત્વની ઘટનાઓ તે જન્મ અને મૃત્યુની છે. સૂક્ષ્મ એકેન્દ્રિય જીવોથી માંડીને સંજ્ઞી પંચેન્દ્રિય જીવો સુધીમાં આયુષ્ય પ્રમાણે જન્મ-મરણની ઘટના સતત ચાલ્યા

કરે છે. જન્મની ઘટનામાં જેટલું વૈવિધ્ય છે તેથી વિશેષ વૈવિધ્ય મૃત્યુની ઘટનામાં છે. વળી જન્મ કરતાં મૃત્યુની ઘટના મનુષ્યને વિશેષ સંવેદનશીલ અને ચિંતનશીલ બનાવે છે.

બધાંનું મૃત્યુ એકસરખું હોતું નથી. તેવી જ રીતે બધાનો ચેતનરહિત મૃતદેહ પણ એકસરખો હોતો નથી. કોઈકના શબને ઊંચકવા માટે ચાર ડાઘુઓ પણ મળતા નથી. કોઈકના મૃતદેહને નજરે નિહાળવાનું લોકો ટાળતા હોય છે. બીજી બાજુ કોઈ સંત-મહાત્માના મૃતદેહનાં અંતિમ દર્શન કરવા માટે હજારો–લાખો માણસોનો ધસારો થાય છે. કેટલાક એ માટે હજારો માઈલનો પ્રવાસ પણ ખેડે છે. કોઈકનો મૃતદેહ તરત કરમાવા લાગે છે, કાળો અને વિરૂપ બનવા લાગે છે; કોઈકના મૃત ચહેરા ઉપર શાંતિ અને પ્રસન્નતા ઝગારા મારે છે.

મહાન સંતો અને યોગી પુરુષોના મૃતદેહ વિશે અવનવી ચમત્કારભરેલી ઘટનાઓ આપણે સાંભળીએ છીએ. સંત ફ્રાન્સિસ ઝેવિયરનો મૃતદેહ ચારસો વર્ષે પણ હજુ અસ્તિત્વમાં છે. (બસો વર્ષ પહેલાં એ કબરમાંથી અખંડ મળી આવ્યો હતો.)

મૃત્યુની આગાહી કેટલાકને અગાઉથી થઈ જાય છે. કેટલાક તો દિવસ અને સમય પણ નિશ્ચિત જણાવે છે. 'કાળજ્ઞાન' નામના પ્રાચીન ગ્રંથમાં અંતિમ ક્ષણની આગાહીરૂપ વિવિધ લક્ષણો, સમયમર્યાદાઓ સાથે દર્શા-

વવામાં આવ્યાં છે. મૃત્યુની બરાબર ક્ષણે ઘણાંખરાં માણસો ભાનમાં રહેતાં નથી. કોઈક વિરલ મહાત્માઓ એ ક્ષણે પણ પૂરેપૂરા જાગ્રત હોય છે.

જે કેવળજ્ઞાનીઓ હોય છે, તેઓ દેહની અંતિમ ક્ષણ સુધી, જડ અને ચેતન તત્ત્વના વિયોગની પળ સુધી, સંપૂર્ણપણે જાગ્રત હોય છે. તે સમયે તેઓ શૈલેશીકરણ નામની સૂક્ષ્મ ક્રિયા કરે છે. એની પહેલાં કેટલાક કેવળજ્ઞાનીઓ સમુદ્ઘાતની સૂક્ષ્મ ક્રિયા પણ કરે છે.

જૈન ધર્મ પ્રમાણે કેવળજ્ઞાન પામ્યા પછી જ મોક્ષપ્રાપ્તિ છે. કેવળી ભગવંતો મોક્ષપ્રાપ્તિ પહેલાં સંપૂર્ણ કર્મક્ષય માટે દેહ અને આત્માની જે બે મહત્ત્વની ક્રિયાઓ કરે છે તે ક્રિયાઓ અનુક્રમે સમુદ્ઘાતની અને શૈલેશીકરણની છે.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય, એ ચાર ઘાતી કર્મોનો સંપૂર્ણ ક્ષય થાય ત્યારે જ કેવળજ્ઞાન પ્રગટે છે. જે જીવને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય તે જીવનો એ છેલ્લો કે ચરમ ભવ રહે છે. કેવળજ્ઞાનની પ્રાપ્તિ થયા પછીથી તે નિર્વાણના સમય સુધી માત્ર ચાર અઘાતી કર્મો – આયુ, નામ, ગોત્ર અને વેદનીય બાકી રહે છે. ચારેય અઘાતી કર્મોનો ક્ષય થતાં જીવ દેહ છોડી નિર્વાણ પામે છે, એટલે કે આત્મા મોક્ષગતિ પ્રાપ્ત કરે છે.

કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી કેવળી ભગવંતોને જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી આ ચારેય અઘાતી કર્મો ભોગવ-

વાનાં રહે છે. પરંતુ એમાં આયુષ્યના કાળ કરતાં બાકીનાં ત્રણ કર્મો ભોગવવાનો કાળ જો વધુ હોય તો તે એકસરખો કરવાને માટે એટલે કે એ બાકીનાં ત્રણે કર્મોની સ્થિતિ આયુષ્યકર્મની સ્થિતિ પ્રમાણે કરવા માટે કેવળી ભગવંતો સમુદ્ઘાત નામની ક્રિયા કરે છે કે જેથી નિર્વાણ સમયે ચારેય કર્મોનો એક સાથે ક્ષય થાય. આયુષ્યકાળ જ્યારે છ મહિના જેટલો કે તેથી ઓછો રહે ત્યારે તેઓ સમુદ્ઘાત કરીને વધારાનાં કર્મોને વહેલાં ભોગવી લે છે.

કેવળી–સમુદ્ઘાત આઠ 'સમય'માં કરવામાં આવે છે. સમય એટલે જૈન પરિભાષા પ્રમાણે કાળનું સૂક્ષ્મતમ એકમ. આંખના પલકારા જેટલા કાળમાં આઠ કે તેથી વધુ 'સમય' વીતી જાય છે. સમુદ્ઘાતમાં દંડ, કપાટ (કબાટ), પ્રતર (મંથાન) અને લોકપૂરણ (અંતરા) એ નામની ચાર ક્રિયા કરવામાં આવે છે. આ ક્રિયા માટે કેવળી ભગવંતો શરીરમાં રહેલા પોતાના આત્માને–આત્મપ્રદેશોને શરીરની બહાર ફેલાવે છે. પ્રથમ સમયે તેઓ દંડ કરે છે. એટલે કે પોતાના આત્મપ્રદેશોને ચૌદ રાજલોકમાં લોકાન્તપર્યંત ઉપર-નીચે એટલે કે ઊર્ધ્વ શ્રેણીએ અને અધો શ્રેણીએ ગોઠવે છે. એથી આત્મપ્રદેશોની દંડ કે સ્તંભ જેવી આકૃતિ થાય છે.

ત્યારપછી બીજા સમયે, દંડરૂપે બનેલા આત્મપ્રદેશોને, દંડની બંને બાજુને (પૂર્વ-પશ્ચિમ કે ઉત્તર-દક્ષિણ દિશામાં) લોકાન્ત સુધી વિસ્તારે છે, એટલે કબાટ જેવી આકૃતિ થાય છે. ત્રીજા સમયે આત્મપ્રદેશોને બાકીની બે દિશાઓમાં

લોકાન્ત સુધી વિસ્તારે છે. એટલે કબાટ જેવી આકૃતિ હવે પ્રતર અથવા મંથાન એટલે કે રવૈયા જેવી થાય છે. ત્યારપછી ચોથા સમયે, બાકી રહેલા આંતરાઓમાં પોતાના આત્મપ્રદેશોને ફેલાવીને લોકપૂરણની ક્રિયા કરે છે.

આ રીતે ચાર સમયમાં કેવળી ભગવંતનો આત્મા ચૌદ રાજલોકમાં, સમગ્ર વિશ્વમાં વ્યાપી રહે છે. દરેક આકાશપ્રદેશ ઉપર એકેક આત્મપ્રદેશને ગોઠવી તેઓ કાર્મણ વર્ગણાના વધારાના પુદ્‌ગલ પરમાણુઓને ખંખેરી નાખે છે. એમ કરવાથી નામ, ગોત્ર અને વેદનીય, એ ત્રણેય કર્મોની સ્થિતિ આયુષ્યકર્મની સ્થિતિ જેટલી થઈ જાય છે. ત્યારપછી કેવળી ભગવંત આત્મપ્રદેશોને સંકોચવાની ક્રિયા કરે છે. હવે એનો ક્રમ ઊલટો છે. પાંચમા, છઠ્ઠા, સાતમા અને આઠમા સમયે અનુક્રમે લોકપૂરણ, મંથાન, કપાટ અને દંડને તેઓ સંકેલી લે છે. એમનો આત્મા હવે ફરીથી શરીરપ્રમાણ થઈ જાય છે.

આમ, આંખના પલકારા જેટલા કાળમાં કેવળી ભગવંતના શરીરમાં રહેલો આત્મા શરીર ઉપરાંત બહાર પ્રસરી, ચૌદ રાજલોકમાં વ્યાપી, ફરી પાછો પોતાના શરીરમાં આવી જાય છે. જે કેવળજ્ઞાનીઓની અઘાતી કર્મોની સ્થિતિ એકસરખી હોય તેઓને સમુદ્‌ઘાત કરવાની આવશ્યકતા રહેતી નથી.

શૈલેશીકરણની ક્રિયા બધા જ કેવળી ભગવંતો કરે છે. યોગનિરોધ દ્વારા શૈલેશીકરણ થાય છે. યોગ મુખ્યત્વે ત્રણ પ્રકારના છે : મનોયોગ, વચનયોગ અને કાયયોગ.

ચિત્ત, વાણી અને શરીરના આ યોગ સૂક્ષ્મ અને સ્થૂલ (અથવા બાદર) એમ બે પ્રકારના હોય છે. જ્યાં સુધી શરીર છે, ત્યાં સુધી સ્થૂલ કે સૂક્ષ્મ પ્રવૃત્તિ છે, એટલે કે સ્થૂલ કે સૂક્ષ્મ યોગ છે. જ્યાં સુધી યોગ છે ત્યાં સુધી શરીરમાં રહેલા આત્મપ્રદેશો કંપાયમાન રહ્યા કરે છે. જ્યાં સુધી આત્મપ્રદેશો કંપાયમાન રહે છે ત્યાં સુધી કર્મબંધન રહ્યા કરે છે. નવું અઘાતી કર્મ બંધાય નહિ તે માટે આત્મપ્રદેશોને શૈલેશની જેમ, મેરુ પર્વતની જેમ સ્થિર અચલ કરવા જોઈએ. એ માટે મન, વચન અને કાયાના યોગનો નિરોધ કરવો જોઈએ. કેવળી ભગવંતો જીવનની અંતિમ ક્ષણે બધા યોગોનો નિરોધ કરી, શૈલેશીકરણની ક્રિયા કરી, લેશ્યારહિત બની, દેહ છોડી, જન્મ-મરણના પરિભ્રમણમાંથી મુક્ત બની, મોક્ષગતિ પામે છે. એમનો દેહરહિત શુદ્ધાત્મા સિદ્ધશિલાના ઉપરના ભાગમાં હંમેશને માટે, અનંતકાળ માટે બિરાજમાન થાય છે.

આમ સમુદ્‌ઘાત અને શૈલેશીકરણ એ બે સૂક્ષ્મ પ્રક્રિયાઓ છે. સામાન્ય માણસને તરત રસ કે સમજ ન પડે એવી એ ગહન વાત છે. આવું બધું ખરેખર હશે કે કેમ એવી શંકા પણ કેટલાકને થાય. તત્ત્વની જેમને રુચિ હોય અને સમ્યક્ શ્રદ્ધા હોય તેમને આવી સૂક્ષ્મ યોગપ્રક્રિયામાં જરૂર રસ પડે. જેને રસ પડે તેને આપણા તત્ત્વજ્ઞાનમાં આવતી આવી ગહન વાતોનું આકલન કરતાં વિસ્મયનો અનુભવ થાય.



## ❋ કાઉસગ્ગ

'કાઉસગ્ગ' શબ્દ સંસ્કૃત कायोत्सर्ग શબ્દ ઉપરથી આવેલો છે. કાયોત્સર્ગ એટલે કાયાનો ઉત્સર્ગ. कायस्य उत्सर्गः कायोत्सर्गः । ઉત્સર્ગ એટલે છોડી દેવું, ત્યજી દેવું. કાયોત્સર્ગ એટલે કાયાના હલનચલનાદિ વ્યાપારોને છોડી દેવા અથવા કાયાને છોડી દેવી–ત્યજી દેવી, અર્થાત્ શરીર પરની મમતા છોડી દેવી. જૈન શાસ્ત્રગ્રંથોમાં કાયોત્સર્ગ ઉપરાંત व्यूत्सर्ग શબ્દ પણ વપરાયો છે. व्यूत्सर्ग એટલે વિશેષ-પણે છોડી દેવું. व्यूत्सर्ग ઉપરથી અર્ધમાગધી 'ઉસગ્ગ' શબ્દ આવેલો છે.

કાઉસગ્ગની વ્યાખ્યા શાસ્ત્રકારો નીચે પ્રમાણે આપે છે :

(૧) देहे ममत्वनिरासः कायोत्सर्गः ।

અથવા

(૨) परिमितकालविषया शरीरे ममत्वनिवृत्तिः कायोत्सर्गः ।

કાઉસગ્ગમાં નિયત અથવા અનિયત સમયને માટે શરીરને સ્થિર કરી, શરીર પરના મમત્વને દૂર કરી સાધક જિનેશ્વર ભગવાનના ક્ષમા આદિ ઉત્તમ ગુણોનું ચિંતન કરતાં કરતાં આત્મસ્વરૂપમાં લીન થાય છે.

ભગવાન મહાવીરે તપના જુદા જુદા પ્રકાર બતાવ્યા છે. એમાં છ પ્રકાર બાહ્ય તપના છે અને છ પ્રકાર અભ્યંતર

તપના છે. બાહ્ય તપના પ્રકાર આ પ્રમાણે છે: અનશન, ઉણોદરી, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતા.

આભ્યંતર તપના પ્રકાર નીચે પ્રમાણે છે:

(૧) પ્રાયશ્ચિત્ત, (૨) વિનય, (૩) વૈયાવચ્ચ, (૪) સ્વાધ્યાય, (૫) ધ્યાન અને (૫) કાઉસગ્ગ.

બાહ્ય તપ કરતાં આભ્યંતર તપ ચડિયાતું છે, અને આભ્યંતર તપમાં કાઉસગ્ગને ઊંચામાં ઊંચું, છેલ્લું સ્થાન આપવામાં આવ્યું છે. તપથી કર્મની નિર્જરા થાય છે. એટલે કે કર્મની નિર્જરાને માટે કાયોત્સર્ગ અથવા કાઉસગ્ગ મોટામાં મોટા પ્રકારનું તપ છે.

આભ્યંતર તપમાં ધ્યાન કરતાં પણ કાઉસગ્ગને ચડિયાતું સ્થાન આપવામાં આવ્યું છે, એ પરથી પણ એનું મહત્ત્વ સમજી શકાશે. એનું કારણ એ છે કે ધ્યાનમાં મન અને વાણી ઉપર સંયમ કે નિયંત્રણ હોય છે. શરીર ઉપરનું નિયંત્રણ હોય તો તે ઇષ્ટ છે, પરંતુ એની અનિવાર્યતા હોતી નથી. કાઉસગ્ગમાં તો મન અને વાણીના સંયમ અથવા નિયંત્રણ ઉપરાંત શરીર ઉપરના સંપૂર્ણ નિયંત્રણની પૂરેપૂરી અપેક્ષા રહે છે.

નિયંત્રણથી ઇન્દ્રિયો તથા ચિત્ત સંયમમાં આવી જાય છે. માત્ર વાણીના સંયમને મૌન કહેવામાં આવે છે. વાણી અને મન બંને ઉપરના સંયમને ધ્યાન કહેવામાં આવે છે અને વાણી, મન તથા કાયા – એ ત્રણેની સ્થિરતાને કાઉસગ્ગ કહેવામાં આવે છે. એટલે કે સામાન્ય

રીતે કાઉસગ્ગમાં ધ્યાન અપેક્ષિત છે. એકલા ધ્યાન કરતાં કાઉસગ્ગ-ધ્યાનને વધારે ચડિયાતું ગણવામાં આવ્યું છે, કારણ કે કાઉસગ્ગ-ધ્યાન વિના કેવળજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. તીર્થંકર પરમાત્માઓ કાઉસગ્ગ-મુદ્રામાં જ કેવળજ્ઞાન પામે છે અને નિર્વાણ પણ કાઉસગ્ગ-મુદ્રામાં જ પામે છે. એટલે જ કાઉસગ્ગની એ મુદ્રાઓને 'જિનમુદ્રા' પણ કહેવામાં આવે છે.

ઉપદેશપ્રાસાદમાં પૂ. લક્ષ્મીસૂરિએ કહ્યું છે :

प्रायो वाङ्मनसोरेव, स्याद ध्याने हि नियंत्रणा ।
कायोत्सर्गे तु कायस्याप्यतो ध्यानात् फलं महत् ॥

[ધ્યાનમાં પ્રાયઃ વાણી અને મનની જ નિયંત્રણા હોય છે; પરંતુ કાયોત્સર્ગમાં તો કાયાની પણ નિયંત્રણા થાય છે. એટલા માટે ધ્યાન કરતાં કાયોત્સર્ગનું ફળ મોટું છે.]

અલબત્ત ધ્યાન અને કાઉસગ્ગ ઘણે અંશે પરસ્પરાવલંબી તપ છે તે ભૂલવું ન જોઈએ. જ્યાં ધ્યાન છે ત્યાં અનુક્રમે કાયાની સ્થિરતા આવવાનો સંભવ છે અને જ્યાં કાઉસગ્ગ છે ત્યાં ધ્યાન પ્રવર્ત્યા વગર રહેતું નથી.

મનુષ્યના જીવનમાં કાયા, શ્વાસોચ્છ્વાસ, વાણી અને મન એ ચારે ચંચલતાથી, પ્રકંપનથી ભરેલાં છે. એને સ્થિર કરવાની ક્રિયાને જો ધ્યાન કહેવામાં આવે તો ફક્ત કાયાની સ્થિરતાને કાયિક ધ્યાન, શ્વાસોચ્છ્વાસની મંદતા અથવા સ્થિરતાને અનાપાન ધ્યાન, વાણીની સ્થિરતાને વાચિક

ધ્યાન અને મનની સ્થિરતાને માનસિક ધ્યાન કહી શકાય. એ ચારેનો સમન્વય થાય તો ઉત્તમ કાઉસગ્ગ-ધ્યાન બને.

કાઉસગ્ગ આપણી આવશ્યક ક્રિયાઓમાંની એક ક્રિયા છે. સામાયિક, ચઉવિસત્થો ( ચોવીસ તીર્થંકરોની સ્તુતિ ), ગુરુવંદન, પ્રતિક્રમણ, કાઉસગ્ગ અને પચ્ચક્ખાણ, એમ છ પ્રકારની ક્રિયાઓને આવશ્યક તરીકે ગણાવી છે. આવશ્યક એટલે અવશ્ય-અચૂક કરવા જેવી આ ક્રિયાઓ દરેકે રોજેરોજ ઓછામાં ઓછી બે વાર કરવી જોઈએ. આ ક્રિયાઓમાં પાંચમી ક્રિયા તે કાઉસગ્ગ છે અને તે પંચમ ગતિને, એટલે કે મોક્ષને અપાવનારી છે, એમ કહેવાય છે.

કાઉસગ્ગમાં ઘણુંખરું નવકારમંત્રનું અથવા લોગસ્સનું ધ્યાન ધરવામાં આવે છે. ક્યારેક અતિચારોનું, જિનેશ્વર ભગવંતના ઉત્તમ ગુણોનું, આત્મસ્વરૂપનું ધ્યાન પણ ધરાય છે. નવકારમંત્ર દ્વારા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ – એ પંચ પરમેષ્ઠિનું ધ્યાન ધરાય છે. લોગસ્સમાં ભગવાન ઋષભદેવથી તે મહાવીર સ્વામી સુધીના ૨૪ તીર્થંકરોનું ધ્યાન ધરતાં ધરતાં પોતાને એવી સિદ્ધ દશા પ્રાપ્ત થાઓ એવી પ્રાર્થના સહિતનું ધ્યાન ધરાય છે. નવકારમંત્રનો કાઉસગ્ગ આઠ શ્વાસોચ્છ્વાસના પ્રમાણનો ગણાય છે. લોગસ્સનો કાઉસગ્ગ પચીસ શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ કરવાનો હોય છે.

એટલા માટે શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ લોગસ્સનો કાઉસગ્ગ 'ચંદેસુ નિમ્મલયરા' એ પદ સુધીનો કરવાનો હોય છે.

લોગસ્સ સૂત્ર ગણધરરચિત મનાય છે. એ સૂત્ર મંત્રગર્ભિત છે અને એની સાથે યોગપ્રક્રિયા જોડાયેલી છે. લોગસ્સમાં દર સાતમા તીર્થંકર પછી, એટલે કે સાત, ચૌદ અને એકવીસમા તીર્થંકરના નામ પછી 'જિણ' શબ્દ વપરાયો છે. સાત તીર્થંકરોના નામોચ્ચાર સાથે એક વર્તુળ પૂરું થાય છે. ચોવીસ તીર્થંકરોના નામોચ્ચાર સાથે એ રીતે સાડા ત્રણ વર્તુળ થાય છે. આપણા શરીરમાં મૂલાધાર ચક્ર પાસે આવેલી કુંડલિની શક્તિ, સાડા ત્રણ વર્તુલની છે. લોગસ્સમાં કાઉસગ્ગ દ્વારા આ કુંડલિની શક્તિને જાગ્રત કરવાની હોય છે. એટલા માટે લોગસ્સના કાઉસગ્ગમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા પ્રત્યેક પદ સાથે (पायसमा उसासा) જોડવાની હોય છે.

પ્રતિક્રમણમાં લોગસ્સનો કાઉસગ્ગ કરાય છે. જેમ પ્રતિક્રમણ મોટું તેમ કાઉસગ્ગ પણ મોટો. દૈનિક પ્રતિ-ક્રમણમાં ચાર લોગસ્સનો, પાક્ષિક બારનો, ચાતુર્માસિકમાં વીસનો અને સાંવત્સરિક પ્રતિક્રમણમાં ચાલીસ લોગસ્સ ઉપરાંત એક નવકારનો એટલે કુલ ૧૦૦૮ શ્વાસોચ્છ્વાસનો કાઉસગ્ગ કરાય છે, કારણ કે ૧૦૦૮ની સંખ્યા મહિમાવંતી છે. જે વ્યક્તિ લોગસ્સનો કાઉસગ્ગ શ્વાસોચ્છ્વાસનું બરાબર ધ્યાન રાખીને કરે છે, તે કાઉસગ્ગ દ્વારા વિશિષ્ટ શક્તિ અનુભવે છે.

જેઓ પ્રાણાયામ સાથે નવકારમંત્ર કે લોગસ્સનો કાઉસગ્ગ કરવાને અસમર્થ હોય છે, તેઓ મંત્ર કે સૂત્રના

વાચિક કે માનસિક જાપ કરવા સાથે કાઉસગ્ગ કરી શકે છે. અલબત્ત પ્રાણાયામ સાથેના કાઉસગ્ગ કરતાં આવા કાઉસગ્ગનું ફળ ઓછું છે, એવું શાસ્ત્રકારોએ દર્શાવ્યું છે.

કાયોત્સર્ગ વિવિધ હેતુઓથી કરાય છે. કોઈ શુભ કાર્યમાં બાધા, વિઘ્ન કે અંતરાય ન આવે તે માટે પ્રારંભમાં કાઉસગ્ગ થાય છે. તેવા કાર્યની પૂર્ણાહુતિ પછી પણ કાઉસગ્ગ કરાય છે. ક્રોધ, માન, માયા અને લોભના ઉપશમ માટે, દુઃખક્ષય માટે કે કર્મક્ષય માટે, દોષોની આલોચના માટે, શ્રુતદેવતા, ક્ષેત્રદેવતા, ભુવનદેવતા, શાસનદેવતા વગેરેની આરાધના માટે, પ્રાયશ્ચિત્ત માટે, છીંક, અપશુકન વગેરેના નિવારણ માટે, જિનેશ્વર દેવોના વંદન-પૂજન માટે, તપ-ચિંતન માટે, નવપદ, વીસ સ્થાનક, સૂરિમંત્ર વગેરેની આરાધના માટે, તીર્થયાત્રા માટે, કુસ્વપ્ન–દુઃસ્વપ્ન નિષ્ફળ બનાવવા માટે, પ્રતિષ્ઠા, અંજનશલાકા ઇત્યાદિ મહોત્સવ પ્રસંગે, દીક્ષા, પદવી, યોગોદ્વહન, ઉપધાન ઇત્યાદિ ક્રિયાઓ પ્રસંગે, સાધુ-સાધ્વીઓના કાળધર્મ પ્રસંગે, ઉત્તરીકરણ માટે, પ્રાયશ્ચિત્ત માટે, વિશુદ્ધિકરણ માટે, નિઃશલ્ય થવા માટે, પાપનો ક્ષય કરવા માટે, મોક્ષપ્રાપ્તિ માટે એમ વિવિધ પ્રસંગે વિવિધ હેતુઓ માટે જૈન શાસ્ત્રોમાં કાઉસગ્ગ કરવાનું વિધાન જોવા મળે છે. ટૂંકમાં કહેવું હોય તો કહેવાય કે કાઉસગ્ગ વગરની કોઈ ક્રિયા નથી.

જૈન ધર્મમાં આ રીતે કાઉસગ્ગ ઉપર ઘણો ભાર મૂકવામાં આવ્યો છે. સામાયિક, ચૈત્યવંદન, પ્રતિક્રમણ,

પચ્ચક્ખાણ ઇત્યાદિ રોજની કેટલીક ધર્મક્રિયાઓમાં પણ કાઉસગ્ગ અનિવાર્ય મનાયો છે. 'ઈર્યાવહી', 'તસ્સુત્તરી', 'કરેમિ ભંતે', 'અન્નત્થ', 'અરિહંત ચેઇયાણં', 'વેયાવચ્ચગરાણં' ઇત્યાદિ સૂત્રોમાં કાઉસગ્ગના હેતુ, આગાર, ક્રિયા વગેરે અર્થસભર શબ્દોમાં દર્શાવવામાં આવ્યા છે. 'ચૈત્યવંદન-ભાષ્ય'માં કહ્યું છે :

> चउ तस्स उत्तरीकरण-पमुह सद्धाइआ य पण-हेऊ ।
> वेयावच्चगरताइं तिण्णि इअ हेउ-बारसगं ॥

'તસ્સ ઉત્તરીકરણ' પ્રમુખ ચાર હેતુઓ, 'સદ્ધાએ, મેહાએ...' ઇત્યાદિ પાંચ હેતુઓ અને 'વેયાવચ્ચગરાણં' પ્રમુખ ત્રણ હેતુઓ, એમ કુલ બાર હેતુઓ કાયોત્સર્ગના જાણવા. 'તસ્સ ઉત્તરીકરણ'ના ચાર હેતુઓ છે : (૧) થયેલાં પાપોની આલોચના માટે, (૨) પાપના પ્રાયશ્ચિત્ત માટે, (૩) અંતરની વિશુદ્ધિ માટે અને (૪) નિઃશલ્ય થવા માટે. 'સદ્ધાએ, મેહાએ....' ઇત્યાદિ પાંચ હેતુઓ છે : (૧) શ્રદ્ધાની વૃદ્ધિ માટે, (૨) મેધા નિર્મળ થવા માટે, (૩) ચિત્તની સ્વસ્થતા માટે, (૪) ધારણાની વૃદ્ધિ માટે અને (૫) અનુપ્રેક્ષા માટે. 'વેયાવચ્ચગરાણં' પ્રમુખ ત્રણ હેતુઓ છે : (૧) સંઘના વૈયાવૃત્ય માટે, (૨) રોગાદિ ઉપદ્રવોને શાંત કરવા માટે અને (૩) સમ્યગ્-દૃષ્ટિઓને સમાધિ કરાવવા માટે દેવ-દેવીઓની આરાધના નિમિત્તે. આમ, બાર હેતુઓ માટે 'કાઉસગ્ગ' બતાવવામાં આવ્યો છે.

કાયોત્સર્ગમાં દેહની મમતાના ત્યાગ ઉપર ભાર મુકાયો છે. દેહને સ્થિર કરી દેવામાં આવ્યો હોય, પરંતુ સ્થૂલ દેહ

પ્રત્યેની પ્રબળ આસક્તિ રહ્યા કરતી હોય તો તે કાયોત્સર્ગ માત્ર સ્થૂલ બની રહે છે. જ્યાં સુધી શરીર પ્રત્યેની આસક્તિ છે ત્યાં સુધી આધ્યાત્મિક સાધના અધૂરી રહે છે. સાધનામાં શરીરની મમતા બાધારૂપ બને છે. સાધક પોતાના દેહને સ્નાન-વિલેપન ઇત્યાદિ દ્વારા સુશોભિત, વસ્ત્ર-અલંકાર ઇત્યાદિ દ્વારા સુસજ્જ અને મંડિત કરવામાં રચ્યોપચ્યો રહે છે ત્યાં સુધી એણે કરેલો કાઉસગ્ગ સારો કાઉસગ્ગ બનતો નથી, કારણ કે દેહરાગનો ત્યાગ તે સાચા કાઉસગ્ગનું પ્રથમ લક્ષણ છે. શરીરની મમતા ઓછી થવા લાગે અથવા છૂટે તો માણસ બહિર્મુખ મટી અંતર્મુખ બની શકે છે. દેહ અને આત્માની ભિન્નતાનો અનુભવ કકવા માટે, દેહાધ્યાસ છોડવા માટે, આત્મામાં લીન બનવા માટે કાયોત્સર્ગ મોટામાં મોટું સાધન છે.

કાયોત્સર્ગમાં શરીરની નિશ્ચલતા પર્વત જેવી અચલ હોવી જોઈએ. દેહાધ્યાસ ઓછો થાય ત્યારે કાઉસગ્ગમાં સ્થિર થયેલા માણસને ડાંસ-મચ્છર કરડે તો પણ માણસ નિશ્ચલ રહી શકે છે. ઊંચી કોટિએ પહોંચેલા મહાત્માઓ ઘોર ઉપસર્ગો થાય તો પણ કાઉસગ્ગ-ધ્યાનમાંથી ચલિત થતા નથી. કાઉસગ્ગ-ધ્યાનમાં રહેલા સાધકને કોઈ ચંદનનું વિલેપન કરે તો પણ તે પ્રસન્નતા ન અનુભવે અને કોઈ તાડન-છેદન કરે તો તે આર્ત્ત-રૌદ્ર ધ્યાન ન ધરે. 'આવશ્યક નિર્યુક્તિ'માં કહ્યું છે કે મનુષ્ય, તિર્યંચ કે દેવ દ્વારા ઉપસર્ગ થાય તો પણ જે સમતાપૂર્વક સહન કરે છે તેનો કાઉસગ્ગ વિશુદ્ધ હોય છે.

तिविहाणुवसग्गाणं दिव्वाणं माणुसाण तिरियाणं ।
सम्ममाहयासणाए काउसग्गो काउसग्गो हवइ सुद्धो ॥

आवश्यक निर्युक्ति-१५४९

જિનદાસગણિએ કાઉસગ્ગના બે મુખ્ય પ્રકાર બતાવ્યા છે: દ્રવ્ય કાઉસગ્ગ અને ભાવ કાઉસગ્ગ. દ્રવ્ય કાઉસગ્ગમાં શરીરની ચંચળતા અને મમતા દૂર કરીને જિનમુદ્રામાં સ્થિર થવાનું હોય છે. સાધક જ્યારે એવી રીતે દ્રવ્ય કાઉસગ્ગમાં સ્થિર થઈને ધર્મધ્યાન અને શુક્લ-ધ્યાનમાં મગ્ન બને છે ત્યારે એનો કાઉસગ્ગ ભાવ કાઉસગ્ગ બને છે. ભાવ કાઉસગ્ગમાં સાંસારિક વાસનાઓના ત્યાગ ઉપર, આર્ત્ત અને રૌદ્ર ધ્યાનના ત્યાગ ઉપર, કષાયોના ત્યાગ ઉપર તથા અશુભ કર્મબંધનના ત્યાગ ઉપર સવિશેષ ભાર મૂકવામાં આવ્યો છે.

ઉત્થિત, આસિત અને શાયિત એમ મુખ્ય ત્રણ પ્રકારના કાઉસગ્ગમાં ઉત્થિત કાઉસગ્ગ સર્વશ્રેષ્ઠ મનાયો છે. આ પ્રકારનો કાઉસગ્ગ કરનારે સીધા ટટ્ટાર ઊભા રહેવું જોઈએ. બે પગ સરખા રહેવા જોઈએ અને બંને પગ ઉપર સરખો ભાર રહેવો જોઈએ. બંને એડી પાછળથી જોડેલી અને બંને પંજા વચ્ચે ચાર આંગળનું અંતર હોવું જોઈએ. બંને હાથ બંને બાજુ સીધા લટકતા હોવા જોઈએ. દૃષ્ટિ સીધી સામે અથવા નાસાગ્ર ઉપર સ્થિર હોવી જોઈએ. લશ્કરી તાલીમમાં Attention Position (સાવધાન) કરાવાય છે તેવો કાઉસગ્ગ હોવો જોઈએ. આવા પ્રકારના

કાઉસગ્ગને કાયાની દૃષ્ટિએ વિશુદ્ધ કહ્યો છે 'આવશ્યક નિર્યુક્તિ'માં કહ્યું છે:

> वोसिरियबाहुजुगले, चउरंगुले अंतरेण समपादो ।
> सव्वगचलणरहिओ, काउसग्गो विसुद्धो दु ॥१५१॥

ભાવાર્થ: તે કાયોત્સર્ગ વિશુદ્ધ છે કે જેમાં પુરુષ બંને હાથ લાંબા કરીને, સમપાદ ઊભો રહે છે અને બે પગ વચ્ચે ચાર આંગળનું અંતર રાખે છે તથા શરીરનો કોઈ પણ ભાગ હલાવતો નથી.

આસિત કાઉસગ્ગમાં સાધકે પદ્માસન કે સુખાસનમાં બેસી, કરોડરજ્જુ સીધી ટટ્ટાર રાખી, બંને હાથ બંને ઢીંચણ ઉપર ખુલ્લી હથેળી સાથે ગોઠવી (અથવા બંને હથેળી ચરણ ઉપર નાભિ પાસે એકની ઉપર એક એમ ગોઠવી), દૃષ્ટિ સામેની દિશામાં સીધી અથવા નાસાગ્ર ઉપર સ્થિર કરવી જોઈએ. શાયિત કાઉસગ્ગમાં શવાસનમાં હોઈએ તેવી રીતે સૂતાં સૂતાં, હાથ-પગ ફેલાવ્યા કે હલાવ્યા વગર શરીરને ઢીલું રાખી દૃષ્ટિને સ્થિર કરવાની હોય છે.

શરીર અને ચિત્તની જુદી જુદી અવસ્થાને લક્ષમાં રાખી નીચે પ્રમાણે ચાર પ્રકારના કાઉસગ્ગ બતાવવામાં આવ્યા છે:

(૧) ઉત્થિત-ઉત્થિત
(૨) ઉત્થિત-નિવિષ્ટ
(૩) ઉપવિષ્ટ-ઉત્થિત
(૪) ઉપવિષ્ટ-નિવિષ્ટ

કાયોત્સર્ગ મુદ્રામાં સાધક જ્યારે ઊભો હોય છે અને એનું ચિત્ત જાગ્રત હોય છે, તથા અશુભ ધ્યાનનો ત્યાગ

કરીને શુભ ધ્યાનમાં તે લીન હોય છે ત્યારે ઉત્થિત-ઉત્થિત પ્રકારનો કાઉસગ્ગ થાય છે.

સાધક જ્યારે કાઉસગ્ગ ધ્યાનમાં ઊભો હોય છે, પરંતુ એનું મન સાંસારિક વિષયોમાં રોકાયેલું હોય છે, અર્થાત્ આર્ત્ત કે રૌદ્રના પ્રકારનું અશુભ ધ્યાન એના ચિત્તમાં ચાલતું હોય છે ત્યારે ઉત્થિત-નિવિષ્ટ પ્રકારનો કાઉસગ્ગ બને છે.

કેટલીક વાર સાધક વૃદ્ધાવસ્થાને કારણે કે શારીરિક અશક્તિને કારણે ઊભો રહી શકતો નથી, ત્યારે પદ્માસન કે સુખાસનમાં બેસી કાઉસગ્ગ કરે, પરંતુ એનું જાગ્રત અપ્રમત્ત ચિત્ત જો ધર્મધ્યાન કે શુક્લધ્યાનમાં લીન બન્યું હોય તો તે ઉપવિષ્ટ-ઉત્થિત પ્રકારનો કાઉસગ્ગ થાય છે.

સાધક તંદુરસ્ત અને સશક્ત હોય છતાં પ્રમાદ અને આળસને કારણે બેઠાં બેઠાં કાઉસગ્ગ કરે. વળી કાઉસગ્ગમાં તે અશુભ વિષયોનું ચિંતન કરે અર્થાત્ એની ચિત્તશક્તિ પણ ઊર્ધ્વ બનવાને બદલે બેઠેલી રહે ત્યારે ઉપવિષ્ટ-નિવિષ્ટ પ્રકારનો કાઉસગ્ગ થાય છે.

ભદ્રબાહુસ્વામીએ શરીરની સ્થિતિ તથા મનના ભાવ એ બંને અનુસાર વધુ પ્રકાર પાડી કાઉસગ્ગના નવ પ્રકાર બતાવ્યા છે. કાઉસગ્ગ ઊભાં ઊભાં, બેઠાં બેઠાં, અને સૂતાં સૂતાં કરી શકાય છે. એ ત્રણેય સ્થિતિના ત્રણ ત્રણ એમ નવ પ્રકાર એમણે દર્શાવ્યા છે.

ધ્યાનના ચાર પ્રકાર છે : આર્ત્ત ધ્યાન, રૌદ્ર ધ્યાન, ધર્મ ધ્યાન ને શુકલ ધ્યાન. આર્ત્ત અને રૌદ્ર ધ્યાન અશુભ ધ્યાન છે. ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન શુભ ધ્યાન છે. ક્યારેક શુભ કે અશુભ એવું કોઈ ધ્યાન ચિત્તમાં ન ચાલતું હોય અને કેવળ શૂન્ય દશા પ્રવર્તતી હોય એવું પણ બને છે. શરીરની સ્થિતિ ઉપરાંત ચિંતનની શુભાશુભ ધારાને લક્ષમાં રાખી ઉપર્યુક્ત નવ પ્રકારો ભદ્રબાહુસ્વામીએ દર્શાવ્યા છે.

ભદ્રબાહુસ્વામીએ પ્રયોજનની દૃષ્ટિએ કાયોત્સર્ગના બે પ્રકાર દર્શાવ્યા છે: (૧) ચેષ્ટા કાયોત્સર્ગ અને (૨) અભિભવ કાયોત્સર્ગ.

ચેષ્ટા કાયોત્સર્ગ સામાન્ય રીતે દોષની વિશુદ્ધિ માટે કરવામાં આવે છે. અવરજવર કરવામાં, આહાર, શૌચ, નિદ્રા વગેરેને લગતી ક્રિયાઓ કરવામાં જે કંઈ દોષ લાગે છે તેની વિશુદ્ધિને અર્થે દિવસ કે રાત્રિને અંતે અથવા પક્ષ, ચાતુર્માસ કે સંવત્સરને અંતે ચેષ્ટા કાઉસગ્ગ કરવામાં આવે છે. તે નિયત શ્વાસોચ્છ્વાસ-પ્રમાણ હોય છે.

અભિભવ કાયોત્સર્ગ આત્મચિંતન માટે, આત્મિક શક્તિ ખીલવવા માટે, ઉપસર્ગો કે પરીષહોને જીતવા માટે કરવામાં આવે છે. સાધક જંગલ, ગુફા, સ્મશાનભૂમિ, ખંડિયેર વગેરે કોઈ એકાંત સ્થળમાં જઈને અભિભવ કાઉસગ્ગ કરે છે.

અભિભવ કાયોત્સર્ગ અચાનક કોઈ સંકટ આવી પડે ત્યારે પણ કરવામાં આવે છે. આગ લાગવી, ધરતીકંપ થવો, હોનારત થવી, દુકાળ પડવો, યુદ્ધ થવું, રાજ્ય તરફથી દમન-પીડન થવું વગેરે પરિસ્થિતિમાં સાધક અભિભવ પ્રકારના કાઉસગ્ગ-ધ્યાનમાં સ્થિર થઈ જાય છે; અથવા એવા કાઉસગ્ગમાં રહેલા મહાત્માઓ ગજસુકુમાલ, દમદંત રાજર્ષિ વગેરેની જેમ, ઉપસર્ગો થવા છતાં જરા પણ ચલિત થતા નથી; જરૂર પડયે પ્રાણત્યાગ થવા દે છે.

અભિભવ કાયોત્સર્ગ ઓછામાં ઓછો અંતરમુહૂર્તનો અને વધુમાં વધુ એક વર્ષનો હોય છે. શક્તિ અનુસાર તે અલ્પ સમય, દિવસ, રાત, પક્ષ, ચાતુર્માસ કે એક વર્ષ સુધી કરાય છે. ભગવાન ઋષભદેવના વખતમાં સળંગ એક વર્ષ સુધીના ઉપવાસ કરી શકાતા હતા. ત્યારે એવું શરીર-બળ હતું. બાહુબલિએ પોતાના ભાઈ ભરત મહારાજા સાથે યુદ્ધ છોડી દઈને યુદ્ધભૂમિમાં જ એક વર્ષ સુધીનો કાયોત્સર્ગ કર્યો હતો. ધ્યાનમાં તેઓ એવા લીન હતા અને શરીરથી એવા અચલ હતા કે પક્ષીઓએ એમના કાનમાં કે એમની દાઢીના વાળમાં માળા બાંધ્યા હતા.

ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનમાં કાયોત્સર્ગનો મહિમા સમજાવવામાં આવ્યો છે. પ્રભુ મહાવીર સ્વામીને પ્રશ્ન પૂછવામાં આવે છે: 'હે ભગવાન, કાયોત્સર્ગથી જીવને શો લાભ થાય છે?'

ભગવાને કહ્યું: 'હે આયુષ્યમાન, કાયોત્સર્ગથી ભૂત અને વર્તમાનકાળના પ્રાયશ્ચિત્ત-યોગ્ય અતિચારોની શુદ્ધિ

થાય છે. જેમ મજૂર પોતાના માથેથી બોજો ઉતારી નાખ્યા પછી હળવો થાય છે, તેમ જીવ કાયોત્સર્ગથી કર્મના ભારને ઉતારીને હળવો બને છે. કાયોત્સર્ગથી પ્રશસ્ત અધ્યવસાયોમાં વર્તતો જીવ સુખપૂર્વક વિચરે છે.'

જૈન માન્યતા અનુસાર કાયોત્સર્ગના શ્વાસોચ્છ્વાસથી દેવતાનું આયુષ્ય બંધાય છે. અલબત્ત, જીવની પોતાની કક્ષા અને કાયોત્સર્ગના પ્રકાર ઉપર પણ એનો ઘણો આધાર રહે છે. ભવ્ય જીવો કાયોત્સર્ગના એક શ્વાસોચ્છ્વાસથી ૨,૪૫,૪૦૮ પલ્યોપમ જેટલું દેવગતિનું આયુષ્ય બાંધે છે. એક લોગસ્સના પચીસ શ્વાસોચ્છ્વાસમાં ૬૧,૩૫,૨૧૦ પલ્યોપમનું આયુષ્ય બંધાય છે. આમ 'શ્રદ્ધા, મેધા, ધી, ધારણા, અનુપ્રેક્ષા ઇત્યાદિ વડે કરાયેલા ઉત્તમ કાયોત્સર્ગનું ઘણું મોટું ફળ શાસ્ત્રકારોએ બતાવ્યું છે.

કાયોત્સર્ગમાં કાયાને એક જ સ્થળે સ્થિર કરી દેવાની પ્રતિજ્ઞા' લેવાય છે. એની સાથે વાણીની સ્થિરતાની—મૌનની પ્રતિજ્ઞા પણ લેવાય છે, અને નિશ્ચિત પ્રમાણમાં નિશ્ચિત વિષયનું ધ્યાન કે ચિંતન કરાય છે. (ઠાણેણં, મોણેણં, ઝાણેણં અપ્પાણં વોસિરામિ) કાયોત્સર્ગમાં જે ધ્યાન ધરાય છે એ જો શુભ પ્રકારનું રહે તો તે ઉત્તમ કોટિની સાધના બને છે. કાઉસગ્ગ દ્વારા જન્મજન્માંતરનાં મોટાં અશુભ કર્મોનો ઝડપથી ક્ષય કરી શકાય છે. કાઉસગ્ગ આત્મામાં રહેલા દોષોને, દુર્ગુણોને દૂર કરે છે અને ગુણોની વૃદ્ધિ કરે છે. કાઉસગ્ગથી આત્માની શુદ્ધિ થાય છે, અને

શુદ્ધિમાં ક્રમે ક્રમે વૃદ્ધિ થતાં, અર્થાત્ સંપૂર્ણ શુદ્ધિ પામતાં મુક્તિ પ્રાપ્ત થાય છે. જે દોષો કે અતિચારોની શુદ્ધિ એકલા પ્રતિક્રમણથી પણ થતી નથી, તે શુદ્ધિ કાયોત્સર્ગથી થાય છે એમ કહેવાય છે. 'ચઉસરણ-પયન્ના'માં કાઉસગ્ગને માટે વ્રણ-ચિકિત્સાની ઉપમા આપવામાં આવી છે. જુઓ:

चरणाईयाराणं जहक्कमं वण-तिगिच्छ-रूवेणं ।
पडिक्कमणासुद्धाणं सोही तह काउसग्गेणं ॥

જેવી રીતે ગૂમડાને મલમપટ્ટા લગાડી રોગ નિર્મૂળ કરવામાં આવે છે, તેવી રીતે જીવનમાં રહેલી અશુભ વૃત્તિઓ કે અશુદ્ધિઓને નિર્મૂળ કરીને આત્માના શુદ્ધિકરણનું કાર્ય કાયોત્સર્ગથી થાય છે.

કાઉસગ્ગમાં શરીરની સ્થિરતાની સાથે ચિત્તની એકાગ્રતાનું અનુસંધાન થતાં ચિંતનધારા વધુ ઉત્કટ ને વિશેષ ફલવતી બને છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિ કાયોત્સર્ગ ધ્યાનમાં ઉગ્ર તપશ્ચર્યા કરે છે. એ જોઈ શ્રેણિક રાજાએ ભગવાન મહાવીરને કરેલા પ્રશ્નનો જવાબ ભગવાન બે વખત જુદો જુદો આપે છે. શુભ વિચારધારામાંથી અશુભ વિચારધારામાં રાજર્ષિ એટલા નીચે ઊતરી જાય છે કે જો તે વખતે દેહ છોડે તો સાતમી નરકે જાય. પરંતુ તત્ક્ષણ પોતાની અવસ્થા તથા પોતાનું મૂળ આત્મસ્વરૂપ વિચારી, શુભ ધ્યાનની પરંપરાએ રાજર્ષિ ચડવા લાગે છે. જો તેઓ તે વખતે દેહ છોડે તો સર્વાર્થસિદ્ધની દેવગતિ પામે. પરંતુ રાજર્ષિ

તો શુભ ચિંતનધારામાં એથી પણ ઊંચે ચડ્યા અને શુક્લ ધ્યાન વડે કેવળજ્ઞાન પામ્યા. ધારો કે આ પ્રકારનું શુભાશુભ ધ્યાન રાજર્ષિએ કાઉસગ્ગ વિના એમ ને એમ કર્યું હોત તો? તો કદાચ આટલા તીવ્ર શુભાશુભ પરિણામની શક્યતા અને અશુભમાંથી શુભમાં જવાના પરિવર્તનની આટલી ત્વરિત શક્યતા ન હોત. કાઉસગ્ગ ધ્યાનની આ વિશિષ્ટતા છે.

સંયમની આરાધના માટે ત્રણ પ્રકારની ગુપ્તિ બતાવવામાં આવી છે: મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ. કાયગુપ્તિ બે પ્રકારની છે: એક પ્રકારની કાયગુપ્તિમાં શરીરની કોઈ પણ પ્રકારની ચેષ્ટાનો સર્વથા અભાવ હોય છે. અને બીજા પ્રકારની કાયગુપ્તિમાં શરીરની ચેષ્ટાઓ નિયંત્રિત હોય છે. ઉપદેશપ્રાસાદમાં લક્ષ્મીસૂરિએ કહ્યું છે:

कायगुप्तिर्द्वि पोत्तग चेष्टानिवृत्तिलक्षणा ।
यथागमं द्वितीय च, चेष्टानियमलक्षणा ॥१॥

પ્રથમ પ્રકારની કાયગુપ્તિમાં જો ધ્યાન ઉમેરાય તો તે કાઉસગ્ગ બને છે. દેવ, મનુષ્ય કે તિર્યંચ દ્વારા ઉપસર્ગનો ભય હોય અથવા ભૂખ, તરસ વગેરે પરીષહોનો સંભવ હોય તો પણ કાયાને અડોલ રાખવામાં આવે તો એવી કાયગુપ્તિ કાયોત્સર્ગ બની રહે છે.

આમ કાયગુપ્તિ અને કાઉસગ્ગ વચ્ચે ભેદ બતાવવો હોય તો એમ કહી શકાય કે જ્યાં જ્યાં કાઉસગ્ગ છે ત્યાં

ત્યાં કાયગુપ્તિ અવશ્ય રહેલી છે, પરંતુ જ્યાં જ્યાં કાય-ગુપ્તિ છે ત્યાં ત્યાં કાઉસગ્ગ હોય કે ન પણ હોય.

બાહ્ય તપનો એક પ્રકાર તે 'કાયકલેશ' નામનો છે. એમાં સાધક દેહને સહેતુક કષ્ટ આપે છે. દેહની આસક્તિ છોડવા તથા પ્રવચનની પ્રભાવના કરવા માટે અયન, શયન, આસન, સ્થાન, અવગ્રહ અને યોગ એ છ પ્રકારે કાયાને કષ્ટ આપે છે. સમ્યગ્ દર્શન સહિત કરેલી આવી વિવિધ કાયકલેશની ક્રિયાઓ દ્વારા આત્મબળની વૃદ્ધિ થાય છે અને કર્મોની નિર્જરા થાય છે. એક પગે ઊભા રહેવું, એક પડખે સૂઈ રહેવું, સૂર્યની સામે ખુલ્લી નજરે જોયા કરવું, કાંટા, ખંજવાળ સ્વેચ્છાએ સહન કરવાં ઇત્યાદિ પ્રકારનું આ તપ સામાન્ય રીતે ગૃહસ્થો માટે નહિ, પણ સાધુઓ માટે હોય છે. કાયોત્સર્ગમાં કોઈ એક મુદ્રામાં શરીરને સ્થિર કરવાનું છે, એટલે દ્રવ્ય કાયોત્સર્ગનો સમાવેશ કાય-કલેશમાં થાય છે, પરંતુ પ્રત્યેક કાયકલેશનો પ્રકાર એ કાઉસગ્ગ નથી.

કાઉસગ્ગથી કર્મની નિર્જરા થતાં આત્મિક શક્તિ ખીલે છે. વળી કાઉસગ્ગ દ્વારા ચેતનાશક્તિનો વિસ્તાર પણ સાધી શકાય છે. કાઉસગ્ગ દ્વારા અન્યને પણ સહાય કરી શકાય છે. જૈન કથાનુસાર મનોરમાએ શૂળીની સજા પામેલા પોતાના પતિ સુદર્શન શેઠ માટે કાઉસગ્ગ કર્યો હતો. યક્ષા સાધ્વીજીને સીમંધર સ્વામી પાસે મોકલવા માટે સમગ્ર સંઘે કાઉસગ્ગ કર્યો હતો. આવાં દૃષ્ટાંતો દર્શાવે છે કે

કાઉસગ્ગ દ્વારા અન્યને પણ કર્મસિદ્ધાન્તની મર્યાદામાં રહીને સહાય કરી શકાય છે.

સાધકે કાઉસગ્ગ પોતાની શક્તિ અનુસાર કરવો જોઈએ. ક્ષેત્ર અને કાળને અનુલક્ષીને સાધકે કાઉસગ્ગ દ્વારા દોષોને નિર્મૂળ કરતાં જઈ આત્મિક શક્તિ વિકસાવવી જોઈએ. શક્તિ કરતાં ઇરાદાપૂર્વક બીજાને બતાવવા માટે જે સાધક વધુ કે ઓછા સમય માટે કાઉસગ્ગ કરે છે તે સાધક દંભી કે માયાચારી બને છે.

સાધકે સારી રીતે કાઉસગ્ગ કરવાને માટે જીવજંતુ-રહિત શુદ્ધ સ્થળ અને વાતાવરણની એવી પસંદગી કરવી જોઈએ કે જેથી વિક્ષેપ ન પડે. પૂર્વ કે ઉત્તર દિશામાં મુખ રાખીને એકાંત સ્થળમાં કાઉસગ્ગ થાય તો તે ઉત્તમ છે. જિનપ્રતિમાની સન્મુખ બેસી પ્રતિમાનું દર્શન કરતાં કરતાં પણ કાઉસગ્ગ કરી શકાય છે.

કાયોત્સર્ગ કરવામાં અર્થાત્ શરીરને સ્થિર કરવામાં સાધકે કેટલાક દોષોનું નિવારણ કરવું જોઈએ. શાસ્ત્રોમાં એવા ૧૯ પ્રકારના અતિચાર દર્શાવ્યા છે. ઉદાહરણ તરીકે 'ઘોટકપાદ' અતિચાર, એટલે કે ઘોડો જેમ થાક ખાવા એકાદ પગ ઊંચો રાખીને ઊભો રહે છે તેવી રીતે ઊભા રહેવું; કુડ્યાશ્રિત—એટલે કે ભીંતને અઢેલીને ઊભા રહેવું; કાકાવલોકન એટલે કે કાગડાની જેમ આમતેમ નજર કરતાં કરતાં કાઉસગ્ગ કરવો; લતાવક્ર, એટલે કે લતા અથવા વેલ પવનમાં જેમ આમતેમ વાંકી ઝૂલે છે તેવી રીતે શરીરને

હલાવતાં કાઉસગ્ગ કરવો. આવા અતિચારો ન લાગે તેવો કાઉસગ્ગ કરવો જોઈએ.

કાઉસગ્ગ એક પ્રકારની આધ્યાત્મિક યોગપ્રક્રિયા છે. પરંતુ તેથી શારીરિક લાભ પણ અવશ્ય થાય છે. કાઉસગ્ગ દ્વારા શરીર અને ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થતાં રુધિરાભિસરણમાં ફરક પડે છે, શરીર તથા મન તનાવમુક્ત બને છે. આમ કેટલીક શારીરિક કે માનસિક બીમારી માટે દ્રવ્ય-કાઉસગ્ગ કે ભાવ-કાઉસગ્ગ અસરકારક ઇલાજ બની રહે છે.

આમ, કાઉસગ્ગ વિશે ઘણી વિગતે છણાવટ આપણા શાસ્ત્રગ્રંથોમાં થઈ છે. કાઉસગ્ગ અને કાઉસગ્ગ-ધ્યાન વિશે જેટલી છણાવટ જૈન પરંપરામાં થઈ છે એટલી અન્યત્ર થઈ નથી.

સામાન્ય રીતે લોકોનો વિશાળ સમુદાય બાહ્ય તપ કરનારો હોય છે. એમ થવું સ્વાભાવિક પણ છે. પરંતુ ધ્યાન અને કાઉસગ્ગ ઉપર એટલો જ, બલકે એથી પણ વધુ ભાર મૂકવામાં આવ્યો છે એ આપણે ભૂલવું ન જોઈએ. અલબત્ત, એ કક્ષાએ સાચા અધિકારપૂર્વક પહોંચનારી વ્યક્તિઓ ઓછી રહેવાની એ તો દેખીતું છે.



# ⊞ કલ્પસૂત્ર

જૈનોની શ્વેતામ્બર પરંપરામાં પર્યુષણના દિવસો દરમિયાન 'કલ્પસૂત્ર' વાંચવાની પ્રથા સૈકાઓથી ચાલી આવી છે. 'કલ્પસૂત્ર'નું ખરું નામ 'પર્યુષણાકલ્પ' છે. એ ઉપરથી પણ પ્રતીત થાય છે કે આ ગ્રંથની રચના પર્યુષણા-પર્વ માટે થયેલી છે. આ ગ્રંથના રચનાર છેલ્લા શ્રુતકેવલી પૂજ્ય શ્રી ભદ્રબાહુસ્વામી છે. વસ્તુતઃ 'કલ્પસૂત્ર' અથવા 'પર્યુષણાકલ્પ' એ સ્વતંત્ર ગ્રંથ નથી, પરંતુ ભદ્રબાહુ-સ્વામીએ રચેલા 'દશાશ્રુતસ્કંધ' નામના એક વિસ્તૃત ગ્રંથનો તે એક ભાગ છે. 'દશાશ્રુતસ્કંધ'માં દશ અધ્યયન આપ-વામાં આવ્યાં છે. એમાંનું આઠમું અધ્યયન તે 'પર્યુષણા-કલ્પ' છે. આ 'અધ્યયન'નું પઠન-વાંચન પર્યુષણના દિવસોમાં કરવાનો મહિમા હોવાથી એનું મહત્ત્વ એક સ્વતંત્ર ગ્રંથ જેટલું બની ગયું છે.

કલ્પ એટલે આચાર. કલ્પ એટલે નીતિ, વિધિ અથવા સમાચારી. વાચક ઉમાસ્વાતિએ કહ્યું છે તે પ્રમાણે જ્ઞાન, શીલ અને તપની જે વૃદ્ધિ કરે અને દોષોનો નિગ્રહ કરે તે કલ્પ. જૈન શાસ્ત્રોમાં એવા દશ પ્રકારના કલ્પ દર્શાવવામાં આવ્યા છે, જેમ કે આચેલક્યકલ્પ, વ્રતકલ્પ, પ્રતિક્રમણ-કલ્પ, માસકલ્પ વગેરે. એમાં પર્યુષણાકલ્પ ઘણો મહત્ત્વનો છે, કારણ કે પર્યુષણ એ આરાધનાનું મોટામાં મોટું વાર્ષિક પર્વ છે.

પર્યુષણ એ લોકોત્તર પર્વ મનાય છે. એ પર્વના દિવસો દરમિયાન કલ્પસૂત્રનું વાચન અને શ્રવણ અત્યંત પવિત્ર મનાયું છે. કલ્પસૂત્રનો મહિમા દર્શાવનારાં અનેક વિધાનો પૂર્વાચાર્યોનાં મળે છે. કલ્પસૂત્ર કલ્પવૃક્ષની જેમ મનોવાંછિત ઋદ્ધિ, સમૃદ્ધિ અને આત્મિક સુખ આપે છે. પૂર્વાચાર્યોએ કહ્યું છે કે જે માણસ જિનશાસનની પ્રભાવના કરવાપૂર્વક એકાગ્ર ચિત્તે એકવીસ વાર શ્રદ્ધાસહિત કલ્પ-સૂત્રનું શ્રવણ કરે છે તે ભવસાગરને જલદી તરી જાય છે.

एगग्गाचित्ता जिणसासणम्मि
पभावणा पूअपरायणा जे ।
तिसत्तवारं निसुणंति कप्पं
भवन्नवं ते लहुसा तरंति ॥

દુનિયામાં ધર્મો ઘણા છે. દરેક ધર્મ વિશે ઠીક ઠીક સાહિત્ય મળે છે. જેમ ધર્મ વધુ ગહન અને પ્રાચીન તેમ તે ધર્મ વિશે લખાયેલું સાહિત્ય સહજ રીતે વિપુલ હોય. હિન્દુ ધર્મ દુનિયાના પ્રાચીન ધર્મોમાંનો એક ધર્મ છે. જૈન ધર્મની પણ જગતના પ્રાચીનતમ ધર્મોમાં ગણના થાય છે. કેટલાક ધર્મોના સાહિત્યમાં કોઈક એક મુખ્ય ગ્રંથ પવિત્ર, પ્રમાણભૂત અને પ્રતિનિધિરૂપ મનાય છે. એમાં તે ધર્મનો બધો નિચોડ આવી જાય છે. હિન્દુ ધર્મમાં 'શ્રીમદ્ ભગવદ્ગીતા', ખ્રિસ્તી ધર્મમાં 'બાઈબલ' અને ઇસ્લામ ધર્મમાં 'કુરાન' પ્રતિનિધિરૂપ ગ્રંથ મનાય છે.

કોઈને પ્રશ્ન થાય કે જૈન ધર્મનો એવો પ્રતિનિધિરૂપ ગ્રંથ કયો? જૈન ધર્મના પ્રાચીન ગ્રંથો તે પિસ્તાલીસ આગમો છે. એમાંનાં કેટલાંકમાં ભગવાન મહાવીરની વાણી સચવાયેલી છે અને કેટલાક ગ્રંથો ટીકા કે વિવરણ-રૂપે લખાયા છે. દિગંબર સંપ્રદાયના પણ કેટલાક પ્રાચીન ગ્રંથો મળે છે. આ બધા ગ્રંથોમાંથી કોઈ એક જ ગ્રંથને પ્રતિનિધિ ગ્રંથ ગણવો હોય તો કોને ગણીશું? જૈનોના બધા જ ફિરકાને માન્ય અને જેમાં જૈન તત્ત્વ-જ્ઞાનનો નિષ્કર્ષ આપવામાં આવ્યો છે તેવો ગ્રંથ વાચક ઉમાસ્વાતિકૃત 'તત્ત્વાર્થસૂત્ર' છે. પરંતુ તે ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખાયેલો છે; વળી તે ઉત્તરકાલીન છે. એનાથી પ્રાચીન અને અર્ધમાગધીમાં લખાયેલા ગ્રંથોમાંથી કેટલાક એક દૃષ્ટિએ મહત્ત્વના છે, તો કેટલાક બીજી દૃષ્ટિએ. આવી જ સ્થિતિ બૌદ્ધ ધર્મગ્રંથોની પણ છે. એના ત્રિપિટક ગ્રંથોના ઘણા વિભાગો છે.

અંગ્રેજોએ ભારતમાં અદાલતોની સ્થાપના કરી ત્યારે ધર્મના સોગંદ ખાવા માટે માણસને એના હાથમાં એના ધર્મનો પવિત્ર ગ્રંથ આપવાની પ્રથા ચાલુ થઈ. હિન્દુ, મુસલમાન અને ખ્રિસ્તી માટે તેમનો ધર્મગ્રંથ નિશ્ચિત હતો. તે સમયે જૈનોએ પોતાના એક પવિત્ર ગ્રંથ તરીકે 'કલ્પસૂત્ર'નું નામ માન્ય કરાવ્યું હતું. બૌદ્ધોના પ્રતિનિધિ-રૂપ ધર્મગ્રંથ તરીકે 'ધમ્મપદ'નું નામ નિશ્ચિત થયું હતું. જો કે ત્યારે ભારતમાં બૌદ્ધોની ખાસ કશી વસતિ ન હતી.

કલ્પસૂત્ર પ્રતિનિધિરૂપ ગ્રંથ છે એટલે એમાં ૪૫ આગમનો સાર આવી જાય છે એવું નથી. (એવો ગ્રંથ હવે તૈયાર કરાવવામાં આવ્યો છે અને એનું નામ समणसुत्तम् રાખવામાં આવ્યું છે. અલબત્ત, એ સંકલનના પ્રકારનો ગ્રંથ છે.) જૈનોના પ્રાચીન ગ્રંથો તો ઘણા છે, પરંતુ પવિત્ર ગ્રંથ તરીકે કલ્પસૂત્ર મશહૂર છે, કારણ કે એની રચના ચરમ શ્રુતકેવલી પૂજ્ય શ્રી ભદ્રબાહુસ્વામીએ કરેલી છે અને આ ગ્રંથનું વાચન હજાર કે પંદરસો કરતાં વધુ વર્ષથી જૈન સંઘોમાં પર્યુષણના દિવસો દરમિયાન સાધુ-ભગવંતો દ્વારા થતું આવ્યું છે.

કલ્પસૂત્રની ભાષા અર્ધમાગધી છે અને ભગવાનની વાણીની યાદ અપાવે એવી લલિતકોમલ એની પદાવલિ છે. મધુર અને હૃદયસ્પર્શી ભાષામાં લખાયેલા આ ગ્રંથનો પ્રત્યેક શબ્દ જાણે ઘૂંટીઘૂંટીને લખ્યો હોય, એક પણ શબ્દ નિરર્થક લખાયો ન હોય એવી સઘન સમાસયુક્ત એની શૈલી છે. ગ્રંથકાર આખા ગ્રંથમાં શ્રમણ ભગવાન મહાવીરને વારંવાર યાદ કરે છે. तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे...... જેવો વાકયખંડ ઘણીબધી કંડિકાઓમાં વાંચવા મળે છે. છતાં તે પુનરુચ્ચારણના દોષ તરીકે કઠતો નથી. બલ્કે તે તાદૃશતા અને ભાવની દૃઢતાને માટે સુમધુર રીતે પોષક બને છે.

કલ્પસૂત્રમાં મુખ્ય ત્રણ વિભાગ છે:

(૧) તીર્થંકરોનાં ચરિત્ર, (૨) સ્થવિરાવલિ અને (૩) સાધુઓની સમાચારી.

તીર્થંકરોનાં ચરિત્રનો આરંભ ભગવાન મહાવીર સ્વામીના ચરિત્રથી થયો છે. ત્યારપછી ભૂતકાળમાં ક્રમાનુસાર ગતિ કરતાં હોઈએ તેમ ત્રેવીસમા પાર્શ્વનાથ ભગવાન, પછી બાવીસમા નેમિનાથ ભગવાન અને એમ કરતાં છેવટે પ્રથમ તીર્થંકર ઋષભદેવ ભગવાનનું ચરિત્ર વર્ણવાયું છે.

આ ચરિત્રોમાં સૌથી સવિસ્તર ચરિત્ર તે ભગવાન મહાવીરનું છે. મહાવીર સ્વામીના ચરિત્ર માટે જ જાણે ગ્રંથ લખાયો હોય એવી છાપ પડે છે, કેમ કે આ ગ્રંથમાં સવિસ્તૃત મહત્ત્વ તેને જ અપાયું છે. મહાવીર સ્વામી પછી સાધારણ વિસ્તારથી ચરિત્ર અપાયાં હોય તો તે પાર્શ્વનાથ, નેમિનાથ અને ઋષભદેવ ભગવાનનાં છે. બાકીના તીર્થંકરો વિશે તો એકેક કંડિકામાં નામોલ્લેખ સહિત સમયનો કેટલો આંતરો પસાર થયો તે દર્શાવાયું છે.

સ્થવિરાવલિના વિભાગમાં ભગવાન મહાવીર સ્વામીના મુખ્ય ગણધર ગૌતમસ્વામીથી શરૂ કરીને સુધર્મા, જંબૂ, પ્રભવ, શય્યંભવ, ભદ્રબાહુ, સ્થૂલિભદ્ર, સુહસ્તી, વજ્રસ્વામી, કાલક, રક્ષિત વગેરે સ્થવિરોની પરંપરા અને તેની શાખાઓ દેવર્દ્ધિગણિ સુધી વર્ણવાઈ છે. ભદ્રબાહુસ્વામીએ આ ગ્રંથની રચના કરી હોવાથી એમના પછી થયેલા દેવર્દ્ધિગણિ સુધીની પાટપરંપરા કેવી રીતે વર્ણવાય એવો પ્રશ્ન સહજ થાય. એટલા માટે જ, સ્થવિરાવલિમાં કેટલોક ભાગ પાછળથી ઉમેરાયેલો છે એવો વિદ્વાનોમાં મત પ્રવર્તે છે. જો કે ઉમેરણની ભાષા અને શૈલી મૂળ ગ્રંથને અનુરૂપ છે.

સામાચારીના વિભાગમાં સાધુઓના ચાતુર્માસ–વર્ષાવાસ ( वासावास ) અને તેમના આચારોની વિચારણા કરવામાં આવી છે. એટલે ઘણી કંડિકાઓનો આરંભ वासावास पज्जोसवियाणं શબ્દોથી થાય છે.

સમાચારી એટલે આચાર-પાલન માટેના નિયમો. જૈન સાધુ-સાધ્વીઓ પંચ મહાવ્રતધારી છે. એમના વ્રતના પાલન માટે વિચારપૂર્વક ઘણા નિયમો બનાવવામાં આવ્યા છે, જેથી આચાર-પાલનમાં શિથિલતા ન આવી જાય. રહેઠાણ, ગોચરી, વિહાર, સ્વાધ્યાય, તપ, ગુરુઆજ્ઞા, પ્રાયશ્ચિત્ત વગેરેને લગતા જે નિયમો આપવામાં આવ્યા છે તે પરથી શ્રમણ-સમુદાયનું જીવન કેટલું કડક, ઊંચું અને આદરણીય છે તે સમજાય છે. પોતાના દોષો માટે ક્ષમા માગવી અને બીજાને એના દોષો, અપરાધો માટે ક્ષમા આપવી એ બંને ઉપર ઘણો ભાર તેમાં મૂકવામાં આવ્યો છે. જૈન સાધુ-સાધ્વીઓ ક્ષમાના સાક્ષાત્ અવતાર જેવાં હોવાં જોઈએ. એટલે જ ભદ્રબાહુસ્વામીએ કહ્યું છે કે જે ક્ષમા માગીને તથા ક્ષમા આપીને શાંત, ઉપશાંત થતો નથી તે સાચો આરાધક થઈ શકતો નથી.

जो उवसमइ तस्स अत्थि आराहणा ।
जो न उवसमइ तस्स नत्थि आराहणा ।
तम्हा अप्पणा चेव उवसमियव्वं ।

પર્યુષણના દિવસોમાં સાધુ-સાધ્વીઓએ કલ્પસૂત્રનું વાચન કે શ્રવણ અવશ્ય કરવું જોઈએ, એવી પરંપરા

પ્રાચીન સમયથી ચાલી આવે છે. એટલા માટે પર્યુષણના દિવસોમાં વ્યાખ્યાનમાં કલ્પસૂત્ર વંચાય છે અને તેના ઉપર (ઘણુંખરું ખીમશાહી પોથી અનુસાર) વિવરણ થાય છે. કલ્પસૂત્રનું લખાણ ૨૯૧ કંડિકા જેટલું છે. એનું માપ ૧૨૦૦ થી વધુ ગાથા કે શ્લોકપ્રમાણ જેટલું ગણી શકાય. એટલા માટે કલ્પસૂત્ર 'બારસાસૂત્ર' તરીકે પણ ઓળખાય છે. પર્યુષણના છેલ્લા સંવત્સરીના દિવસે વ્યાખ્યાન દરમિયાન સાધુ-ભગવંતો આખું 'બારસાસૂત્ર' સળંગ વાંચી જાય છે, જે આ પવિત્ર સૂત્રની મહત્તા કેટલી બધી છે તે દર્શાવે છે.

પર્યુષણના દિવસોમાં વ્યાખ્યાનમાં કલ્પસૂત્રના વાચનમાં ત્રિશલા માતાનાં ચૌદ મહાસ્વપ્ન અને ભગવાન મહાવીર સ્વામીના જન્મ વિશેનું લખાણ જે દિવસે વંચાય છે તે દિવસે 'મહાવીર જયંતી' (મહાવીર જન્મવાચન દિન) તરીકે ઉજવાય છે. તે દિવસે સુપન (સ્વપ્ન) ઉતારવાની અને જન્મવધાઈનો ઉત્સવ ઊજવવાની પ્રથા પ્રાચીન સમયથી ચાલી આવી છે.

કલ્પસૂત્ર એક એવો અપૂર્વ ગ્રંથ છે કે જેના ઉપર સમયે સમયે પૂર્વાચાર્યોને સવિસ્તર ટીકા કે વિવરણ લખવાનું મન થયું છે. હજારો શ્લોક એના ઉપર વિવરણરૂપે લખાયા છે જે એ કલ્પસૂત્રની મૂલ્યવત્તા દર્શાવે છે. એના ઉપર લખાયેલા સંખ્યાબંધ મહત્ત્વના ગ્રંથોમાંના કેટલાક નીચે મુજબ છે :

(૧) કલ્પપંજીકા (જિનપ્રભસૂરિકૃત–વિ. સં. ૧૩૬૪; શ્લોકસંખ્યા ૨૫૦૦)

(૨) કલ્પકિરણાવલિ (ઉપાધ્યાય ધર્મસાગરકૃત–વિ. સં. ૧૬૨૮; શ્લોકસંખ્યા ૪૮૧૪)

(૩) કલ્પદીપિકા (પન્યાસ જયવિજયકૃત–વિ. સં. ૧૬૭૭; શ્લોકસંખ્યા ૩૪૨૨)

(૪) કલ્પપ્રદીપિકા (પન્યાસ સંઘવિજયકૃત–વિ. સં. ૧૬૮૧; શ્લોકસંખ્યા ૩૨૫૦)

(૫) કલ્પસુબોધિકા (ઉપાધ્યાય વિનયવિજયજીકૃત–વિ. સં. ૧૬૯૬)

(૬) કલ્પકૌમુદી (ઉપાધ્યાય શાંતિસાગરકૃત–વિ. સં. ૧૭૦૭; શ્લોકસંખ્યા ૩૭૦૭)

(૭) કલ્પલતા (ઉપાધ્યાય સમયસુંદરકૃત–વિ. સં. ૧૬૮૫; શ્લોકસંખ્યા ૭૭૦૦)

કલ્પસૂત્ર ઉપર આ ઉપરાંત પણ બીજી સંખ્યાબંધ ટીકાઓ મળે છે. વર્તમાન સમયમાં દુનિયાની ઘણી ભાષાઓમાં કલ્પસૂત્રનાં ભાષાંતરો થયાં છે. જર્મનીના ડૉ. હર્મન જેકોબીએ કલ્પસૂત્રનો અંગ્રેજી અનુવાદ અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના સાથે પ્રગટ કર્યો ત્યારથી પાશ્ચાત્ય વિદ્વાનોમાં કલ્પસૂત્રનું નામ વિશેષ જાણીતું થયેલું છે.

કલ્પસૂત્રની હસ્તપ્રત તૈયાર કરાવીને જ્ઞાનભંડારમાં પધરાવવાનું કાર્ય અત્યંત પવિત્ર મનાતું આવ્યું છે. એથી

કલ્પસૂત્રની ઘણી હસ્તપ્રતો મળે છે. કેટલીક સચિત્ર હસ્તપ્રતો તો સુવર્ણાક્ષરે લખાયેલી છે. કેટલાક શ્રીમંત માણસો કલ્પસૂત્રની સુવર્ણાક્ષરવાળી પ્રત પોતાના ઘરે વસાવે છે. દુનિયાની મોંઘામાં મોંઘી હસ્તપ્રતોમાં કલ્પ-સૂત્રની હસ્તપ્રતોની ગણના થાય છે. કલ્પસૂત્રની અત્યાર સુધીમાં મળતી જૂનામાં જૂની હસ્તપ્રત વિ. સં. ૧૨૪૭-માં તાડપત્ર ઉપર લખાયેલી મળે છે.

'કલ્પસૂત્ર' એ આપણો અમૂલ્ય વારસો છે. શ્રુત-કેવલી પૂ. ભદ્રબાહુસ્વામીની વાણીનો આપણા જીવન ઉપર કેટલો મોટો પ્રભાવ પડ્યો છે!



## ❋ પચ્ચક્ખાણ

'પચ્ચક્ખાણ' એ જૈન પારિભાષિક શબ્દ છે. સંસ્કૃત 'પ્રત્યાખ્યાન' શબ્દ ઉપરથી આ પ્રાકૃત શબ્દ આવેલો છે. 'પચખાણ', 'પચ્ખ્ખાણ', 'પચ્ચખાણ', 'પચ્ક્ખાણ' એમ જુદી જુદી રીતે તે ઉચ્ચારાય કે લખાય છે.

પ્રત્યાખ્યાન શબ્દ વિશિષ્ટ રીતે યોજાયેલો છે. એમાં "પ્રતિ' અને 'આ' એ છે બે ઉપસર્ગો અને 'ખ્યા' ધાતુ છે અને તેને 'અન' પ્રત્યય લાગેલો છે. 'પ્રતિ' એટલે પ્રતિકૂળ, અર્થાત્ આત્માને જે પ્રતિકૂળ હોય તેવી અવિરતિરૂપ પ્રવૃત્તિ. 'આ' એટલે મર્યાદા, અને 'ખ્યા' એટલે કથન કરવું. આમ, પ્રત્યાખ્યાન એટલે આત્માને પ્રતિકૂળ એવી અવિરતિરૂપ પ્રવૃત્તિઓને મર્યાદામાં બાંધવારૂપ કથન ગુરુસાક્ષીએ કરવું તે. એટલા માટે परिहरणीय वस्तु प्रति आख्यानं इति प्रत्याख्यानम् । એવી વ્યાખ્યા પ્રત્યાખ્યાનની આપવામાં આવે છે

પચ્ચક્ખાણ એટલે સ્વેચ્છાએ લીધેલી એક પ્રકારની પ્રતિજ્ઞા. મનુષ્યના ચિત્તમાં અનેક પ્રકારના સાચાખોટા વિચારો ઊઠે છે, અને અનેક પ્રકારની શુભાશુભ અભિલાષાઓ જન્મે છે. બધાં જ મનુષ્યો જો પોતાના ચિત્તમાં ઊઠતી બધી જ અભિલાષાઓને પૂર્ણ કરવા પુરુષાર્થ આદરે, તો જગતમાં સંઘર્ષ અને કલહ એટલો બધો વધી જાય

કે મનુષ્યજીવન ટકી જ ન શકે. માણસના ચિત્તમાં જાગતી કેટલીક ગાંડીઘેલી ઇચ્છાઓ બીજાં આગળ વ્યક્ત કરવા જેવી હોતી નથી, કેટલાક દુષ્ટ વિચારોને માણસ પોતાની મેળે અંકુશમાં રાખે છે, કારણ કે એ વ્યક્ત કરવાથી વ્યવહારમાં કેવાં અનિષ્ટ પરિણામો આવશે તે એ જાણે છે.

મનુષ્યમાં સાધારણ સમજણશક્તિ અને વિવેકશક્તિ રહેલી છે. એવી કેટલીક અનિષ્ટ ઇચ્છાઓનો તે તરત નિરોધ કરે છે. મનુષ્યનું જીવન સ્વેચ્છાએ જો સંયમમાં રહેતું હોય તો નિયમો કરવાની બહુ જરૂર ન પડે. પરંતુ અજ્ઞાન, કષાય, પ્રમાદ વગેરેને કારણે કેટલીક ન કરવા-યોગ્ય પ્રવૃત્તિઓ માણસ કરે છે, અથવા એનાથી થઈ જાય છે. ક્યારેક કરતી વખતે અને ક્યારેક કર્યા પછી પણ માણસ તેમાં રાચે છે, તો ક્યારેક તેવી પ્રવૃત્તિઓ કરતી વખતે કે કર્યા પછી તેને તે માટે ખેદ થાય છે અને તેવી પ્રવૃત્તિ ફરી ન કરવાનો સંકલ્પ કરે છે, અથવા એવી પ્રતિજ્ઞા લે છે.

કરવાયોગ્ય પ્રવૃત્તિ કરવાની પ્રતિજ્ઞા લેવી તેને વ્રત કહેવામાં આવે છે અને ન કરવાયોગ્ય પ્રવૃત્તિ ન કરવાની પ્રતિજ્ઞા લેવી તેને પચ્ચક્ખાણ કહેવામાં આવે છે. આથી વ્રત–પચ્ચક્ખાણ શબ્દો ઘણી વાર સાથે બોલાય છે. સામાન્ય વ્યવહારમાં લોકો આ બંને શબ્દોને ક્યારેક એકબીજાના પર્યાય તરીકે વાપરે છે. પચ્ચક્ખાણ એટલે આત્માને અનિષ્ટ કરનાર અથવા આત્માને અહિત કરનાર કાર્યનો

મન, વચન અને કાયાથી નિષેધ કરવો તે. એટલા માટે પચ્ચક્ખાણ કરનારે મન, વાણી અને ઇન્દ્રિયોને સંયમમાં રાખવાની આવશ્યકતા છે. જે તેમ કરી શકે છે તે જ પચ્ચક્ખાણ લેવાને યોગ્ય બને છે.

જીવનમાં પચ્ચક્ખાણની આવશ્યકતા શી ? એવો પ્રશ્ન કોઈકને થાય. માનવચિત્ત એટલું બધું ચંચલ છે કે ક્યારે તે અશુભ અને અનિષ્ટ વિચારો અને પ્રવૃત્તિઓમાં રાચશે તે કહી શકાય નહિ. એટલા માટે માણસે જો કોઈક-ની સાક્ષીએ પ્રતિજ્ઞા લીધી હશે તો તેવી પ્રવૃત્તિ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં તે અચાનક થંભી જશે. પચ્ચક્ખાણ ચિત્તને દૃઢ બનાવવામાં સહાયરૂપ બને છે. પચ્ચક્ખાણ એ એક પ્રકારની વાડ, પાળ અથવા કિલ્લો છે કે જેના વડે અંદર રહેલું ચિત્ત સુરક્ષિત બની જાય છે. જેમ ગાય, ભેંસ, વગેરે ઢોર ખેતરમાં ઘૂસી જઈને નુકસાન ન કરે તે માટે ખેતરને વાડ કરવામાં આવે છે, જેમ પાણી વહી ન જાય અથવા ગંદું પાણી અંદર આવી ન જાય એટલા માટે પાળ કરવામાં આવે છે, તેવી રીતે પચ્ચક્ખાણથી મન અને ઇન્દ્રિયોને વશ રાખવાની દૃઢતા આવે છે. જેમ ઘરમાં ચોર, કૂતરું વગેરે પેસી ન જાય તે માટે ઘરનું બારણું બંધ રાખવામાં આવે છે, તેવી રીતે આપણા ચિત્તમાં પાપરૂપી ચોર કે કૂતરું ઘૂસી ન જાય તે માટે પચ્ચક્ખાણરૂપી બારણું બંધ રાખીએ છીએ.

માણસ ઘોડા ઉપર સવારી કરે અને તેના હાથમાં જો ઘોડાની લગામ ન હોય તો ઘોડો અંકુશરહિત બની

ફાવે તેમ દોડે અને કદાચ પોતાના ઉપર બેઠેલા સવારને ફગાવી દે. પરંતુ જો લગામ હાથમાં હોય તો ઘોડાને આવશ્યક નિયંત્રણમાં રાખી શકાય. તેવી રીતે ચિત્તરૂપી ઘોડાને નિયંત્રણમાં રાખવાને માટે પચ્ચક્ખાણરૂપી લગામની આવશ્યકતા છે.

આપણા જીવનને ધર્મરૂપી રાજમાર્ગ ઉપર રાખવાને માટે અને ઇતર પ્રલોભનોમાંથી બચાવવાને માટે પચ્ચક્ખાણ એ ઉત્તમ ઉપાય છે. શાસ્ત્રકારો એટલા માટે કહે છે કે પચ્ચક્ખાણ વિના સુગતિ નથી, મોક્ષ નથી. જો પચ્ચક્ખાણની આવશ્યકતા ન હોય તો નિગોદના જીવો સીધા મોક્ષે જાય.

ગૌતમ સ્વામીએ ભગવાન મહાવીરને પ્રશ્ન કર્યો હતો: "હે ભગવાન! પચ્ચક્ખાણનું ફળ શું?"

ભગવાને કહ્યું, 'હે ગૌતમ! પચ્ચક્ખાણનું ફળ સંયમ છે.'

सेणं । पच्चक्खाणे किं फले ।
गोयमा । संजमे फले ।

ઉત્તરાધ્યયનસૂત્રમાં કહ્યું છે:

पचक्खाणेण आसवदाराइं निरुंभइ ।
पचक्खाणेण इच्छानिरोहं जणयइ ।

એટલે કે પ્રત્યાખ્યાનથી આશ્રવદ્વારો એટલે કે પાપનાં દ્વારો બંધ થાય છે અને ઇચ્છાનિરોધ અથવા તૃષ્ણાનિરોધ

જન્મે છે. નવાં કર્મ બંધાતાં અટકાવવાં તેને 'સંવર' કહે છે. પચ્ચક્ખાણ એટલા માટે સંવરરૂપ ધર્મ ગણાય છે.

જૈન ધર્મમાં આરાધક માટે રોજેરોજ કરવાયોગ્ય એવાં છ આવશ્યક કર્તવ્યો ગણાવવામાં આવ્યાં છે : (૧) સામાયિક, (૨) ચઉવીસત્થો (ચોવીસ તીર્થંકરોની સ્તુતિ), (૩) વંદન, (૪) પ્રતિક્રમણ, (૫) કાઉસગ્ગ અને (૬) પચ્ચક્ખાણ. આમાં પચ્ચક્ખાણને પણ રોજની અવશ્ય કરવાયોગ્ય ક્રિયા તરીકે ગણાવવામાં આવ્યું છે. 'આવશ્યક'ની શુદ્ધિથી દર્શનની શુદ્ધિ, એથી ચારિત્રની શુદ્ધિ, એથી ધ્યાનની શુદ્ધિ થતાં કર્મનો ક્ષય કરી જીવ પરંપરાએ સિદ્ધગતિ પામે છે.

જીવન હમેશાં સંયમમાં રહે, કુમાર્ગમાંથી પાછું વળે, પાપાચરણથી અટકે અને સદાચારી બને એટલા માટે મનુષ્યે કેટલીક વસ્તુઓનો ત્યાગ કરવારૂપ નિયમો ગ્રહણ કરવા જોઈએ. આરંભમાં માણસ પોતાની શક્તિ અને મર્યાદાને લક્ષમાં રાખીને એવા નિયમો ગ્રહણ કરે કે જેનું પાલન ઘણું જ સરળ હોય અર્થાત્ તેવું પાલન કષ્ટ વિના સ્વયમેવ થઈ જ જાય. જેમ જેમ સમય વીતતો જાય, વધુ અને વધુ મહાવરો અથવા અભ્યાસ થતો જાય તેમ તેમ માણસ તેવા નિયમોનો સંક્ષેપ કરતો જાય અને શક્તિ વધતાં વધુ કઠિન નિયમો પણ ગ્રહણ કરવા લાગે. આ દૃષ્ટિએ જૈન ધર્મમાં પ્રત્યેક કક્ષાની નાની-મોટી તમામ વ્યક્તિઓની શક્તિ અને મર્યાદાને અનુલક્ષીને ત્યાગ કરવારૂપ

પચ્ચક્ખાણના એટલા બધા પ્રકારો દર્શાવ્યા છે કે માણસને જો પચ્ચક્ખાણ લેવાની રુચિ હોય તો પોતાની પ્રકૃતિ અનુસાર તેવા પ્રકારના પચ્ચક્ખાણની પસંદગી કરવાની અનુકૂળતા તેને અવશ્ય મળી રહે.

આહારના ચાર પ્રકાર છે : અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ. વળી દિવસના પણ સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીના સમયમાં વિભાજન કરી નિશ્ચિત સમય માટે નિશ્ચિત આહારનો ત્યાગ કરવારૂપ પચ્ચક્ખાણ રોજેરોજ લેવાનું જૈનોમાં સુપ્રચલિત છે.

આહારની જેમ ધનસંપત્તિ તથા ચીજવસ્તુઓના પરિગ્રહની મર્યાદા તથા ગમનાગમન માટે દિશા, અંતર તથા વાહનોની મર્યાદા પણ કેટલાક લોકો રોજેરોજ કરતા હોય છે. હિંસા, અસત્ય, ચોરી; મૈથુન, પરિગ્રહ વગેરે કેટલાંક મોટાં પાપમાંથી બચવા માટે તથા ક્રોધ, માન, માયા, લોભ, નિંદા, ચાડી વગેરે દૂષણોનો યથાશક્તિ ત્યાગ કરવા માટે આરાધકો વિવિધ પ્રકારનાં પચ્ચક્ખાણ શક્તિ અનુસાર નિશ્ચિત સમય માટે સ્વીકારતા હોય છે. કેટલીક બાબતોમાં તો કેટલીક વસ્તુના ત્યાગનાં પચ્ચક્ખાણ યાવદ્જીવન માણસો લેતાં હોય છે.

પચ્ચક્ખાણ શક્ય તેટલી શુદ્ધ રીતે લેવા અને તેનું પાલન કરવા પ્રયત્ન કરવો જોઈએ. કેટલાંક માણસો આવેગમાં આવી જઈ, ક્રોધાવશ બનીને કોઈક વસ્તુનો ત્યાગ કરવાની તરત પ્રતિજ્ઞા જાહેર કરી દે છે. ક્યારેક

અભિમાનથી, ક્યારેક લુચ્ચાઈથી, ક્યારેક કપટ કરવાના આશયથી, ક્યારેક લોભલાલચને વશ થઈ માણસ પચ્ચક્ખાણ લે છે. ક્યારેક દુઃખ અને ક્લેશને કારણે, ક્યારેક રાગ અને દ્વેષને કારણે, તો ક્યારેક વેરભાવ અને વટને કારણે માણસ પચ્ચક્ખાણ લે છે. આવાં પચ્ચક્ખાણ શુદ્ધ નથી.

ભાવશુદ્ધિ એ પચ્ચક્ખાણની પ્રથમ આવશ્યકતા છે. પરાણે, કોઈકના કહેવાથી, મન વગર, નછૂટકે માણસ પચ્ચક્ખાણ લે તો તેમાં ભાવશુદ્ધિ રહેતી નથી. અને તેથી તેવા પચ્ચક્ખાણનું ઝાઝું ફળ મળતું નથી. દ્રવ્ય અને ભાવ ઉભય દૃષ્ટિએ પચ્ચક્ખાણ શુદ્ધ હોવું જોઈએ. પચ્ચક્ખાણ ત્રણે પ્રકારનાં શલ્ય–મિથ્યાત્વશલ્ય, માયાશલ્ય અને નિયાણુશલ્ય–થી રહિત હોવું જોઈએ.

પચ્ચક્ખાણ માટે શાસ્ત્રકારોએ વિવિધ પ્રકારની શુદ્ધિ દર્શાવી છે. ભાવની દૃષ્ટિએ પચ્ચક્ખાણમાં નીચે પ્રમાણે છ પ્રકારની શુદ્ધિ હોવી જોઈએ :

(૧) સ્પર્શિત (વિધિપૂર્વક ઉચિત કાળે લેવું), (૨) પાલિત (વારંવાર સંભારીને સારી રીતે પાલન કરવું), (૩) શોધિત (શુદ્ધ રીતે કરવું), (૪) તીરિત (સમય-મર્યાદા પૂરી થાય તેથી પણ થોડા અધિક કાળ માટે કરવું), (૫) કીર્તિત (સારી રીતે પૂરું થયા પછી ફરીથી તેને સંભારવું) અને (૬) આરાધિત (પહેલી પાંચે શુદ્ધિ સાથે સંપૂર્ણ રીતે આનંદ અને ઉલ્લાસપૂર્વક પાર પાડવું). વળી (૧) શ્રદ્ધાશુદ્ધિ, (૨) જ્ઞાનશુદ્ધિ, (૩)

વિનયશુદ્ધિ, (૪) અનુભાષણશુદ્ધિ, (૫) અનુપાલનશુદ્ધિ અને (૬) ભાવશુદ્ધિ એમ છ પ્રકારની શુદ્ધિ પણ પચ્ચક્ખાણની ગણાવવામાં આવે છે.

મનુષ્યના મનના વ્યાપારોનું અને એને બાહ્ય ક્રિયાનું કેટલું ઝીણવટપૂર્વક સૂક્ષ્મ અવલોકન પૂર્વાચાર્યોએ કર્યું છે તે પચ્ચક્ખાણની વિવિધ પ્રકારની શુદ્ધિ ઉપર જે ભાર મૂકવામાં આવ્યો છે તે પરથી જોઈ શકાય છે.

પચ્ચક્ખાણ અથવા પ્રત્યાખ્યાન વિશે જૈન પરંપરામાં છેક પ્રાચીન સમયથી મીમાંસા થતી આવી છે. પ્રત્યાખ્યાન વિશે જૈન આગમસાહિત્યમાં વિશદ અને ગહન છણાવટ થયેલી છે. ભગવતીસૂત્રના સાતમા શતકમાં 'પ્રત્યાખ્યાન'નું સ્વરૂપ, તેનાં ભેદો અને લક્ષણો આપવામાં આવ્યાં છે. જૈન આગમગ્રંથોમાંનું 'દૃષ્ટિવાદ' નામનું બારમું અંગ લુપ્ત થઈ ગયું છે. પરંતુ અન્ય સંદર્ભો પરથી નિશ્ચિતપણે જાણી શકાય છે કે 'દૃષ્ટિવાદ' નામના અંગમાં 'પ્રત્યાખ્યાન પ્રવાદપૂર્વ' નામનું એક 'પૂર્વ' હતું. આ 'પૂર્વ'માં પચ્ચક્ખાણ વિશે ચોરાસી લાખ જેટલાં પદ હતાં એમ કહેવાય છે. પચ્ચક્ખાણ વિશેના લુપ્ત થઈ ગયેલા આ પૂર્વની પદસંખ્યા જોતાં પણ સહેજે સમજી શકાય એમ છે કે તેમાં પચ્ચક્ખાણ વિશે કેટલી બધી વિગતે છણાવટ થઈ હશે!

પચ્ચક્ખાણ વિશે આગમસાહિત્ય, આવશ્યકનિર્યુક્તિ વગેરે ટીકાગ્રંથો ઉપરાંત ઘણા બીજા ગ્રંથોમાં

વિગતે વિચારણા થઈ છે. તે બધામાં હરિભદ્રસૂરિ અને હેમચન્દ્રાચાર્યના ગ્રંથો ઉપરાંત 'શ્રાદ્ધવિધિ', 'પ્રવચન-સારોદ્ધાર', 'અતિદિનચર્યા' તથા ચૈત્યવંદન અને ગુરુવંદન વિશે ભાષ્ય લખનાર મહાન જૈનાચાર્ય દેવેન્દ્રસૂરિના 'પ્રત્યાખ્યાન' વિશેના ભાષ્યમાં એ વિષયની મહત્ત્વની છણાવટ થઈ છે. એવી જ રીતે શ્રી માણવિજયગણિવરે 'ધર્મ-સંગ્રહ' નામના ગ્રંથમાં પણ પચ્ચક્‌ખાણના અધિકારમાં એના પ્રકારો અને પેટાપ્રકારોની ઝીણવટપૂર્વક ચર્ચાવિચારણા કરી છે. આ ઉપરાંત 'સંવેગ રંગશાળા' વગેરે બીજા કેટલાક ગ્રંથોમાં પણ પચ્ચક્‌ખાણના વિષયનું વિશદ નિરૂપણ થયેલું છે.

આ બધા શાસ્ત્રગ્રંથોમાં પચ્ચક્‌ખાણના વિવિધ પ્રકારો અને તેના પેટાપ્રકારો બતાવવામાં આવ્યા છે.

પચ્ચક્‌ખાણના મુખ્ય બે પ્રકારો તે 'મૂળ ગુણાત્મક' અને 'ઉત્તર ગુણાત્મક' છે. કહ્યું છે :

> प्रत्याख्यानं द्विधा प्रोक्तं मूलोत्तरगुणात्मकं ।
> द्वितीयं दशधा ज्ञेयं अनागतादिभेदकं ॥

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ—એ પાંચને મૂળ ગુણ તરીકે ઓળખાવવામાં આવે છે. સામાયિક, પૌષધ, દિક્‌પરિમાણ, અતિથિસંવિભાગ વગેરેને ઉત્તર ગુણ તરીકે ઓળખાવવામાં આવે છે. ઉત્તર ગુણ મૂળ ગુણના પોષણને અર્થે હોય છે.

પચ્ચક્‌ખાણના આ બે મુખ્ય પ્રકારો ઉપરાંત નીચે પ્રમાણે દસ પ્રકાર પણ બતાવવામાં આવ્યા છે:

(૧) અનાગત :

અનાગત એટલે ભવિષ્ય. ભવિષ્યમાં જે પચ્ચક્‌ખાણ કરવાની ભાવના હોય, પરંતુ થઈ શકે તેમ ન હોય, તે પચ્ચક્‌ખાણ અનિવાર્ય સંજોગોને કારણે વહેલું કરી લેવું તે અનાગત પચ્ચક્‌ખાણ કહેવાય છે. જેમ કે પર્યુષણના પર્વમાં એક ઉપવાસ, અઠ્ઠમ કે અઠ્ઠાઈ કરવાની ભાવના હોય, પરંતુ કોઈ સાજુંમાંદુ હોય અને તેને કારણે અથવા બીજા કોઈ કારણે પર્યુષણમાં તેવી તપશ્ચર્યા થઈ શકે તેવા સંજોગો ન હોય, માટે તે તપશ્ચર્યા વહેલી કરી લેવાનું પચ્ચક્‌ખાણ લેવામાં આવે. આ અનાગત પચ્ચક્‌ખાણ છે.

(૨) અતિક્રાન્ત :

પર્વના કે એવા બીજા દિવસોએ અમુક તપશ્ચર્યા કરવાની ભાવના હોય, પરંતુ સંજોગવશાત્ તે વખતે તે ન થઈ શકી, તો એ પર્વના દિવસો વીતી ગયા પછી તેવી તપશ્ચર્યા કરી લેવાનું પચ્ચક્‌ખાણ લેવું તે અતિક્રાન્ત પચ્ચક્‌ખાણ છે.

(૩) કોટિસહિત :

એક પચ્ચક્‌ખાણનો કાળ પૂરો થવા આવ્યો હોય તે પહેલાં જ તેવું કે તેવા પ્રકારનું બીજું પચ્ચક્‌ખાણ ઉમેરી લેવું તે કોટિસહિત પચ્ચક્‌ખાણ છે. આ પચ્ચક્‌ખાણના બે

પચ્ચક્ખાણનો વારંવાર ભંગ થવા લાગે અને ભંગ થવાની બીકે માણસો પચ્ચક્ખાણ લેતાં ડરે. પરંતુ શાસ્ત્રકારોએ વિવિધ પ્રકારની પરિસ્થિતિનું તથા મનુષ્યના ચિત્ત અને પ્રકૃતિનું સૂક્ષ્મ અવલોકન કરીને કેટલાક અપવાદો સાથે પચ્ચક્ખાણ લેવાનું ફરમાવ્યું છે. જેમ કે અન્ય સ્થાને જતાં અચાનક પચ્ચક્ખાણનું વિસ્મરણ થઈ જાય અને અજાણતાં ભંગ થઈ જાય તો તેવા પ્રકારના ભંગને ભંગ કહ્યો નથી. જેમ કે કોઈએ અમુક ખાદ્યપદાર્થોનો ત્યાગ કર્યો હોય અને કોઈક ભૂલથી તેવા પદાર્થવાળી વાનગી આપી દે અને ખાધા પછી જ ખબર પડે કે આ પદાર્થનું એમાં મિશ્રણ થયેલું છે. આવે પ્રસંગે અપવાદ રાખેલો હોવાથી પચ્ચક્ખાણના ભંગનો દોષ લાગતો નથી. અલબત્ત, અતિચારનો દોષ લાગે છે, જેની શુદ્ધિ થઈ શકે છે.

બીજો આગાર તે સહસાગાર છે. સહસા એટલે અચાનક. માણસને ખ્યાલ આવે તે પહેલાં જ કોઈક એવી ઘટના બની જાય કે જેથી પચ્ચક્ખાણનો ભંગ થાય. તેવી પરિસ્થિતિની છૂટ રાખવામાં આવે છે. જેમ કે કોઈકને ઉપવાસનું પચ્ચક્ખાણ હોય અને વાત કરતાં બેઠાં હોય તે વખતે દૂધ કે એવી કોઈ બીજી વસ્તુનો અચાનક ક્યાંકથી છાંટો ઊડી મોઢામાં પડે તો પચ્ચક્ખાણનો ભંગ થતો નથી. તેવી પરિસ્થિતિની છૂટ તે 'સહસાગાર' છે. આમ, દરેક પચ્ચક્ખાણમાં ઓછામાં ઓછા બે આગાર એટલે કે બે અપવાદ અચૂક રાખવામાં આવે છે : એક 'અન્નત્થણાભોગ' અને બીજો 'સહસાગાર'. આ બે ઉપરાંત જુદા જુદા

પચ્ચક્ખાણના પ્રકારને લક્ષમાં રાખીને જુદા જુદા આગાર બતાવવામાં આવે છે. એવા મુખ્ય બત્રીસ આગાર શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યા છે.

(૭) નિરવશેષ :

ચારે પ્રકારના આહારનો સર્વથા ત્યાગ કરવો તે નિરવશેષ પચ્ચક્ખાણ છે. આ પચ્ચક્ખાણ મરણ સમયે લેવાય છે. જેઓ સંલેખના વ્રત ( સંથારો ) લે છે તેમને પણ આ પચ્ચક્ખાણ લેવાનું હોય છે.

(૮) પરિમાણકૃત :

પરિમાણ એટલે માપ. આહાર વગેરેમાં અમુક જ વાનગીનું કે અમુક કોળિયાનું માપ નક્કી કરીને આહાર કરવાનું પચ્ચક્ખાણ લેવું તે પરિમાણકૃત પચ્ચક્ખાણ છે.

(૯) સંકેત :

કેટલીક વખત અમુક સમયમર્યાદા માટેનું પચ્ચક્-ખાણ કર્યું હોય, પરંતુ તે સમયમર્યાદા પૂરી થયા છતાં પચ્ચક્ખાણ પૂર્ણ કરવાનો અવસર પ્રાપ્ત ન થાય એમ હોય ત્યારે બાકીનો સમય અવિરતિમાં પસાર કરવા કરતાં કોઈ સંકેત ધારણ કરી લેવામાં આવે અને એ સંકેત પ્રાપ્ત થતાં પચ્ચક્ખાણ પૂર્ણ કરવામાં આવે. કોઈક વખત પચ્ચક્ખાણને યાદ રાખવા માટે પણ એવો સંકેત આલંબનરૂપ બને છે. 'મુટ્ઠી ( મૂઠી ) સહિત' કે 'ગન્ઠી ( ગાંઠ ) સહિત' એ બે પ્રચલિત સંકેતો છે. માણસ મુઠ્ઠી

પચ્ચક્ખાણના પ્રકારને લક્ષમાં રાખીને જુદા જુદા આગાર બતાવવામાં આવે છે. એવા મુખ્ય બત્રીસ આગાર શાસ્ત્રોમાં બતાવવામાં આવ્યા છે.

(૭) નિરવશેષ :

ચારે પ્રકારના આહારનો સર્વથા ત્યાગ કરવો તે નિરવશેષ પચ્ચક્ખાણ છે. આ પચ્ચક્ખાણ મરણ સમયે લેવાય છે. જેઓ સંલેખના વ્રત ( સંથારો ) લે છે તેમને પણ આ પચ્ચક્ખાણ લેવાનું હોય છે.

(૮) પરિમાણકૃત :

પરિમાણ એટલે માપ. આહાર વગેરેમાં અમુક જ વાનગીનું કે અમુક કોળિયાનું માપ નક્કી કરીને આહાર કરવાનું પચ્ચક્ખાણ લેવું તે પરિમાણકૃત પચ્ચક્ખાણ છે.

(૯) સંકેત :

કેટલીક વખત અમુક સમયમર્યાદા માટેનું પચ્ચક્-ખાણ કર્યું હોય, પરંતુ તે સમયમર્યાદા પૂરી થયા છતાં પચ્ચક્ખાણ પૂર્ણ કરવાનો અવસર પ્રાપ્ત ન થાય એમ હોય ત્યારે બાકીનો સમય અવિરતિમાં પસાર કરવા કરતાં કોઈ સંકેત ધારણ કરી લેવામાં આવે અને એ સંકેત પ્રાપ્ત થતાં પચ્ચક્ખાણ પૂર્ણ કરવામાં આવે. કોઈક વખત પચ્ચક્ખાણને યાદ રાખવા માટે પણ એવો સંકેત આલંબનરૂપ બને છે. 'મુઠ્ઠી ( મૂઠી ) સહિત' કે 'ગન્ઠી ( ગાંઠ ) સહિત' એ બે પ્રચલિત સંકેતો છે. માણસ મુઠ્ઠી

વાળી રાખે અને મુઠ્ઠી ખોલે ત્યારે પચ્ચક્ખાણ પારે અથવા વસ્ત્રને ગાંઠ વાળી રાખે અને ગાંઠ છોડે ત્યારે પચ્ચક્ખાણ પૂર્ણ કરે તો તે સંકેત પચ્ચક્ખાણ છે. દીવો બળ્યા કરે ત્યાં સુધી પચ્ચક્ખાણ કરવું અને દીવો બુઝાય ત્યારે પચ્ચક્ખાણ પારવું એવી રીતે પણ સંકેત પચ્ચક્ખાણ લેવાય છે.

(૧૦) અદ્ધા :

અદ્ધા એટલે કાળ. કાળને અનુલક્ષીને જુદા જુદા પ્રકારના આહારની વિવિધ મર્યાદાઓ બાંધવાપૂર્વક જે પચ્ચક્ખાણ લેવાય છે તેના નીચે પ્રમાણે દસ પેટાપ્રકાર બતાવવામાં આવ્યા છે : (૧) નવકારસી, (૨) પોરસી, (૩) પુરિમડ્ઢ, (૪) એકાસણું, (૫) એકલઠાણું, (૬) આયંબિલ, (૭) ઉપવાસ, (૮) દિવસચરિમ કે ભવચરિમ, (૯) અભિગ્રહ અને (૧૦) વિગઈ.

આ બધા પારિભાષિક પેટાપ્રકારોની સૂક્ષ્મ છણાવટ ભિન્નભિન્ન જૈન શાસ્ત્રગ્રંથોના પચ્ચક્ખાણ વિશેના અધિકારમાં થઈ છે.



# ❋ આલોચના

'આલોચના' અને 'અતિચાર' એ બંને જૈન ધર્મના પારિભાષિક શબ્દ છે. આલોચના (અથવા પ્રાકૃત શબ્દ 'આલોયણા') નો સાદો અર્થ છે અવલોકન, નિરીક્ષણ, વિવેચન. પોતાના સ્થૂલ કે સૂક્ષ્મ દોષોનું ઝીણવટપૂર્વક અવલોકન કરવું અને ગુરુમહારાજ સમક્ષ તેનો સ્વીકાર કરવો એ માટે જૈન પારિભાષિક શબ્દ છે 'આલોચના' અથવા 'આલોયણા'. 'આલોયણા કરવી' અથવા 'આલોયણા લેવી' એવો રૂઢપ્રયોગ વપરાય છે.

ભગવતીસૂત્રની ટીકામાં 'આલોચના'ની વ્યાખ્યા નીચે પ્રમાણે આપવામાં આવી છે:–

आ अभिविधिना सकलदोषाणां लोचना–गुरुपुरतः प्रकाशना आलोचना ।

પાપનો અથવા કોઈ દોષનો ચિત્તમાં વિચાર સ્ફુરે ત્યારથી શરૂ કરીને તેવું પાપકાર્ય થઈ જાય ત્યાં સુધીની સૂક્ષ્મ અને સ્થૂળ ક્રિયાના ચાર તબક્કા જૈન શાસ્ત્રોમાં ગણાવવામાં આવ્યા છે: અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર અને અનાચાર. આમાં અતિચાર ન કરવા ઉપર જૈન ધર્મમાં બહુ ભાર મૂકવામાં આવ્યો છે કે જેથી અનાચારમાંથી બચી શકાય.

માણસે રોજેરોજ સવાર-સાંજ પોતાનાં પાપોની અને ખાસ તો અતિચારોની આલોચના કરવાની હોય છે. ગુરુ

કે વડીલ સમક્ષ પ્રામાણિકતાથી, કશું છુપાવ્યા વગર પોતાના દોષો કે અતિચારો કહેવામાં આવે તો તે આલોચના છે. આલોચના (અથવા આલોયણા; આલોયણ) એ પ્રાયશ્ચિત્તનો પણ એક પ્રકાર છે. કેટલાક દોષો એટલા નાના હોય છે કે એના સ્વીકારરૂપ આલોચનાથી એની શુદ્ધિ થઈ જાય છે. એમાં આલોચના એ જ પ્રાયશ્ચિત્ત બની જાય છે. કેટલાક વધુ ગંભીર હોય છે. એની આલોચના સાંભળ્યા પછી વડીલ વ્યક્તિ કે ધર્મગુરુ તે દોષોની ગંભીરતા મુજબ, પ્રાયશ્ચિત્ત તરીકે. તેવા દોષો ફરીથી ન થાય તે માટે, શિક્ષારૂપે ઉપવાસાદિ તપ-જપ કરવાનું કહે છે. વ્રતધારી સાધુઓથી થતા દોષો વધારે ગંભીર સ્વરૂપના ગણાય છે. સ્થૂળ કે સૂક્ષ્મ હિંસા, અસત્યકથન, ચોરી કરવી, ચીજવસ્તુ સંતાડવી, બ્રહ્મચર્યનું ખંડન, પાસે પૈસા કે સોનારૂપાની કે ઝવેરાતની વસ્તુઓ રાખવી, ઇત્યાદિ દોષો ક્યારેક સાધુઓથી પણ જાણતાં કે અજાણતાં, સહેતુક કે અહેતુક થઈ જતા હોય છે. એવા અતિચારોની આલોયણા સાધુઓએ પોતાના ગુરુ પાસે લેવાની હોય છે, પરંતુ અતિચારોની આલોચના કરતી વખતે ક્યારેક આલોચનાના અતિચારો પણ થઈ જતા હોય છે.

પોતાના દોષોનો એકરાર કરવા માટે ઘણી મોટી નૈતિક હિંમતની જરૂર છે. દોષોનો એકરાર કરવાથી કેટલીક વખત માણસની પ્રતિષ્ઠાને હાનિ પહોંચવાનો સંભવ છે. લોકનિંદાનો ડર જેવોતેવો નથી. સામાજિક પ્રતિષ્ઠા ધરાવનારા લોકનેતાઓ પોતાની ભૂલનો જાહેરમાં એકરાર કરતાં ખચ-

કાતા હોય છે. ક્યારેક તેમને પોતાના અનુયાયીઓનું બળ ઓછું થવાનો ભય પણ રહે છે. જેમણે વ્રત અંગીકાર કર્યાં હોય એવા સાધુમહાત્માઓ પણ ક્યારેક પોતાના વ્રતભંગની કબૂલાત કરવા વિશે વિમાસણમાં પડી જાય છે. બીજી બાજુ પોતાના નાના કે મોટા એવા તમામ દોષોનો દંભ કે અભિમાન વિના, હૃદયની સરળતા અને નિર્મળતાથી સ્વીકાર કરનાર મહાપુરુષોનાં ઉદાહરણો પણ ઓછાં નથી. એવા સાધુમહાત્માઓ ચારિત્ર્યધર્મની આરાધનામાં પોતાનાથી થતી તમામ ક્ષતિઓનો તરત સ્વીકાર કરી લે છે અને ચિત્તશુદ્ધિ દ્વારા આત્મશુદ્ધિ કરે છે. આલોચના દ્વારા જીવ માયારહિત થઈ ઋજુભાવ ધારણ કરે છે.

જ્યારે વ્યક્તિમાં પોતાના દોષોનો એકરાર કરવાનું નૈતિક બળ થોડું ઓછું હોય છે અને બીજી બાજુ એકરાર કર્યા વગર છૂટકો નથી હોતો ત્યારે એકરારને કારણે પરિણમતી પરિસ્થિતિમાંથી જેટલા બચી શકાય તેટલા બચી જવાની વૃત્તિ તેમનામાં રહે છે. ત્યારે તેવી વ્યક્તિ પોતાના કેટલાક દોષોનો સ્વીકાર કરે છે અને કેટલાક દોષો છુપાવે છે. એવો સ્વીકાર કરતી વખતે પણ તેમનું ચિત્ત કંઈક તર્ક અને કંઈક યુક્તિથી સ્વબચાવ કરવા તરફ રહે છે.

કેટલાક સાધુઓમાં પણ ક્યારેક આવી વૃત્તિ જોવા મળે છે. આપણા શાસ્ત્રકારોએ એવા સાધુઓની મનોવૃત્તિઓનું સૂક્ષ્મ અવલોકન કરીને દોષશુદ્ધિ માટે આલોયણા

લેવા તત્પર થયેલા સાધુમાં પણ કેવા કેવા દોષો પ્રવેશી જાય છે, તેનું સરસ મનોવૈજ્ઞાનિક પૃથક્કરણ કરેલું છે.

સાધુઓ પણ જ્યારે પોતાના ગુરુ પાસે પોતાના દોષોની આલોચના કરે ત્યારે તેઓએ દસ પ્રકારના અતિચારોમાંથી બચવું જોઈએ એમ ભગવતીસૂત્રમાં લખ્યું છે.

दस आलोयणादोस पण्णत्ता, तं जहा –
आकंपयित्ता, अणुमाणइत्ता, जं दिट्ठं, बायरं य सुहुमं वा ।
छन्नं, सद्दाउलयं, बहुजण, अव्वत्त, तस्सेवी ।

આકંપિત, અનુમાનિત, યદ્દષ્ટ, બાદર, સૂક્ષ્મ, પ્રચ્છન્ન, શબ્દાકુલ, બહુજનપૃચ્છા, અવ્યક્ત અને તત્સેવી એમ દસ પ્રકારના આલોયણાના દોષ ગણાવવામાં આવ્યા છે.

(૧) આકંપિત :

પોતાના દોષો ગુરુને કહેતાં પહેલાં, એટલે કે આલોયણા લેતાં પહેલાં સાધુ પોતે પોતાના ગુરુની ખૂબ સેવાચાકરી કરે, એમના આહારપાણીનું બરાબર ધ્યાન રાખે, એમને વંદન કરવાની વિધિનું ચીવટપૂર્વક સમયસર પાલન કરે અને ગુરુમહારાજને બરાબર પ્રસન્ન કર્યા પછી, એમનામાં દયાભાવ પ્રગટ કર્યા પછી આલોયણા લે કે જેથી ગુરુમહારાજ ઓછું પ્રાયશ્ચિત્ત આપે. ઓછું પ્રાયશ્ચિત્ત લેવાના આશયથી ગુરુમહારાજને પ્રસન્ન કરી લેવાની વૃત્તિ થવી તે યોગ્ય નથી. એ એક પ્રકારનો આલોચનાનો અતિચાર છે.

(૨) અનુમાનિત :

ગુરુ પોતાને કઈ રીતે ઓછું પ્રાયશ્ચિત્ત આપશે એ વિશે પહેલાં અનુમાન કર્યા પછી જ સાધુ પોતાના અતિચારોની આલોચના કરે તે અનુમાનિત દોષ છે. પ્રાયશ્ચિત્તના જુદા જુદા કેવા પ્રકારો છે એ વિશે પહેલાં ગુરુમહારાજને પૂછીને અને પોતાના એકાદ નાનકડા અતિચારની પ્રથમ આલોચના કરીને ગુરુ શું પ્રાયશ્ચિત્ત આપે છે તે જોવું અને તે ઉપરથી અનુમાન કરીને પછી પોતાના કયા કયા અતિચારોનું પ્રાયશ્ચિત્ત લેવાનું પોતાને ફાવશે તેનો વિચાર કર્યા પછી બાકીના કેટલાક અતિચારોનું પ્રાયશ્ચિત્ત લેવું તે અનુમાનિત દોષ છે. એ માટે શિષ્ય પોતે કોઈક વખત ઇરાદાપૂર્વક ગુરુને ખોટું કહે કે, 'હે ગુરુમહારાજ ! મારી તબિયત બરાબર રહેતી નથી; મારું શરીર દુર્બળ બની ગયું છે. મારી પાચનક્રિયા બગડી ગયેલી છે. મારાથી તપશ્ચર્યા થતી નથી. માટે આપ જો થોડુંક હળવું પ્રાયશ્ચિત્ત આપો તો હું મારા અતિચારોની આલોચના કરું.' આમ કહીને, પ્રથમ ગુરુના મનનું અનુમાન કરીને પછી પોતાના અતિચારોની આલોચના કરે તો તેથી પણ 'અનુમાનિત' પ્રકારનો દોષ થાય છે.

(૩) યદ્દ-દૃષ્ટ :

પોતાના જે દોષો બીજા કેટલાક લોકો જોઈ ગયા છે તેની આલોચના લીધા વગર છૂટકો નથી, એમ સમજીને જે શિષ્ય પોતાના ફક્ત બીજાએ જોયેલા દોષોની આલો-

ચના કરે છે અને જે દોષો બીજાએ જોયા નથી, તે કપટ-ભાવથી પોતાના મનમાં સંતાડી રાખે છે તે શિષ્ય આલોચનાનો યદ્દ-દૃષ્ટ નામનો દોષ કરે છે.

(૪) બાદર :

કેટલીક વાર આરાધક પોતાનાથી થયેલ અતિચારો-માંથી માત્ર મોટા અને સ્થૂળ અતિચારોની આલોચના કરે છે, પરંતુ પોતાના સૂક્ષ્મ અતિચારોની આલોચના કરતો નથી. એના મનમાં એવો ભાવ હોય છે કે ગુરુ સમક્ષ હું મારા મોટા મોટા દોષની આલોચના કરું તો એનાથી એવી છાપ ઊભી થશે કે જે વ્યક્તિ મોટા દોષની આલોચના કરે તે નાના નાના દોષની આલોચના તો જરૂર કરે જ ને? આવી રીતે નાના દોષોની આલોચનામાંથી બચી જવા માટે ફક્ત થોડાક મોટા દોષની આલોચના કરવી તે એક પ્રકારનો આલોચનાનો અતિચાર છે.

(૫) સૂક્ષ્મ :

કેટલીક વાર સાધક પોતાના નાના નાના અતિચારોની આલોચના કરે છે અને પોતાના મોટા દોષોને છુપાવે છે. 'જે વ્યક્તિ પોતાના નાનામાં નાના દોષોની આલોચના કરે છે તે મોટા દોષોની આલોચના તો અચૂક કરતી જ હોવી જોઈએ ને?' એવી છાપ ઊભી કરીને, ગુરુનો વિશ્વાસ પ્રાપ્ત કરીને જે સાધુઓ મોટા દોષો છુપાવે છે અને માત્ર નાના દોષો પ્રગટ કરે છે તે સાધુઓ ભય, મદ અને કપટને કારણે જિનવચનથી વિમુખ બને છે. કેટલીક

વખત સાધકના મનમાં ભય રહેલો હોય છે કે પોતાના મોટા દોષોને માટે ગુરુમહારાજ કદાચ વધારે પડતું મોટું પ્રાયશ્ચિત્ત આપી દેશે. એટલા માટે તે પોતાના નાના દોષોની ગુરુ સમક્ષ આલોચના કરીને શું પ્રાયશ્ચિત્ત મળે છે તેનો અંદાજ કાઢયા પછી મોટા દોષોનો વિચાર કરે છે. એવા સાધકના મનમાં કપટભાવ રહેલો હોય છે. એટલે તેઓ સાચા સાધક બની શકતા નથી.

(૬) પ્રચ્છન્ન :

કેટલીક વાર સાધકને પોતાનાં પાપોનો એકરાર કરવામાં લજ્જા અને લોક-નિંદાનો એટલો બધો ડર રહે છે કે ગુરુ સમક્ષ પોતાના અતિચારોનો એકરાર કરતાં તેઓને સંકોચ થાય છે. બીજી બાજુ પોતાના પાપ માટે તેમનો અંતરાત્મા ડંખતો હોય છે. એવે વખતે તે બીજાનું કાલ્પનિક નાંમ આપી અમુક અતિચાર થયો હોય તો તેનું શું શું પ્રાયશ્ચિત્ત મળે એ ગુરુ પાસેથી જાણી લઈને પોતાની મેળે ખાનગીમાં એ પ્રાયશ્ચિત્ત કરી લે છે. (પ્રાચીન કાળમાં લક્ષ્મણા નામનાં સાધ્વીએ એ પ્રમાણે કર્યું હતું.) આ પણ એક પ્રકારનો કપટભાવ છે. એટલે ગુપ્ત રીતે પોતાની મેળે પ્રાયશ્ચિત્ત લઈ પોતાનાં પાપોની શુદ્ધિ કરી લીધી હોવા છતાં તેનું ખાસ ફળ મળતું નથી.

કેટલીક વાર સાધક તક જોઈને ગુરુ પાસે બીજું કોઈ હાજર ન હોય તેવે વખતે, પ્રચ્છન્ન સ્થાનમાં ગુરુ સમક્ષ પોતાના અતિચારો માટે આલોચના કરે છે. વળી, એ લેતી

વખતે પણ પ્રચ્છન્ન રીતે, ગુરુ પણ બરાબર સાંભળી કે સમજી ન શકે તે રીતે પોતાના અતિચારોની આલોચના કરે છે. આ પણ એક પ્રકારનો આલોચનાનો અતિચાર છે.

(૭) શબ્દાકુલ :

શબ્દાકુલ એટલે મોટા અવાજ સાથે અથવા મોટા અવાજ વચ્ચે. કેટલીક વખત પોતાના અતિચારોની આલોચના કરતી વખતે સાધકના મનમાં દેખાવ કરવાની વૃત્તિ જાગે છે. પોતે કેટલા પ્રામાણિક છે અને શુદ્ધ થવાને તત્પર છે એ બીજાઓને બતાવવા માટે, બધા બરાબર સાંભળી શકે, એ રીતે જોરશોરથી ગુરુ સમક્ષ તે પોતાના દોષોની આલોચના કરે છે. પોતાના અતિચારો માટે લઘુતા કે લજ્જાનો ભાવ જન્મવાને બદલે પોતાની પ્રશંસા થાય એવો ભાવ તેનામાં જન્મે છે. આત્મશુદ્ધિ માટે નહિ પણ આત્મપ્રશંસા માટે તે આલોચના કરે છે. સાધુએ કે ગૃહસ્થે એવી રીતે આલોચના ન કરવી જોઈએ.

સાધુઓમાં પાક્ષિક, ચાતુર્માસિક કે સાંવત્સરિક આલોચણા મોટા સમુદાયમાં જ્યારે લેવાની હોય છે ત્યારે સ્વાભાવિક રીતે જ ત્યાં એક સાથે ઘણા સાધુઓ પોતપોતાના અતિચારોની આલોચણા મોટેથી બોલીને લેતા હોય છે. તે વખતે ત્યાં તે અવાજોની વચ્ચે પોતાના અતિચારો વિશે અસ્પષ્ટ રીતે બોલીને આલોચણા લઈ લેવી એ શબ્દાકુલ પ્રકારનો દોષ છે.

(૮) બહુજનપૃચ્છા :

કેટલીક વાર સાધક પોતાના એક દોષને માટે એક ગુરુ પાસે આલોચણા લીધા પછી પોતે કેટલા બધા સરળ, પ્રામાણિક અને જાગ્રત છે એ બતાવવા અને પોતાનો યશ વધે એટલા માટે બીજા ગુરુઓ પાસે પણ એ જ દોષ માટે ફરીથી આલોચણા લે છે. આમ કરવા પાછળ સાધકનો આશય પોતાની શુદ્ધિ કરવા કરતાં પોતાની પ્રશંસા વધારવાનો હોય છે.

કેટલીક વખત સાધક પોતાના અતિચારોની વાત કર્યા વગર પ્રચ્છન્ન રીતે ઘણા આચાર્યોને તેની આલોચણા વિશે પૂછે છે અને તેમાંથી જે ઓછામાં ઓછું પ્રાયશ્ચિત્ત બતાવે તેમની પાસે જઈને પોતાના અતિચારો કરીને આલોચણા લે છે. આ બહુજનપૃચ્છાના પ્રકારનો આલોચણાનો દોષ છે.

કેટલીક વખત સાધકને પોતાના ગુરુમહારાજે આપેલા પ્રાયશ્ચિત્તમાં શ્રદ્ધા બેસતી નથી અને તેથી એ પ્રાયશ્ચિત્ત યોગ્ય છે કે નહિ તેની ચર્ચા બીજા ઘણા વડીલ સાધુઓ સાથે કરે છે. આ રીતે ઘણાની સાથે પોતાના અતિચાર અને પ્રાયશ્ચિત્તની યોગ્યાયોગ્યતાની પૂછપરછ કરવી તે યોગ્ય નથી.

(૯) અવ્યક્ત :

કેટલાક સાધુઓને કયા કયા દોષ માટે શું શું પ્રાયશ્ચિત્ત આપી શકાય તે વિશે ઊંડો શાસ્ત્રીય અભ્યાસ

હોતો નથી. કેટલાક સાધુઓ દીક્ષાપર્યાયમાં નાના હોય છે. કેટલાક સાધુઓ જ્ઞાનાભ્યાસમાં નાના હોય છે. આવા ચારિત્રબાલ અથવા આગમબાલ સાધુઓ કે જેમને આલોચના અને પ્રાયશ્ચિત્તની પૂરી ખબર ન હોય તેમની પાસે હેતુપૂર્વક જઈને આલોચણા લઈ લેવી અને તેમના અજ્ઞાનનો લાભ ઉઠાવવો એ અવ્યક્તના પ્રકારનો દોષ છે.

(૧૦) તત્સેવી :

તત્સેવી એટલે તેવા પ્રકારના દોષોનું સેવન કરનાર. કેટલાક મોટા સાધુઓ પોતે પતનના માર્ગે ઘસડાયા હોય છે. એવા સાધુઓ પ્રાર્શ્વસ્થ કહેવાય છે. એમની પાસે પોતાના અતિચારોની અલોચણા લેવી એ પણ એક દોષ છે. સાધક કેટલીક વાર એવો કુતર્ક દોડાવે છે, કે જે દોષોનું સેવન પોતાનાથી થયું છે તેવા દોષોનું સેવન અમુક વડીલ સાધુ પણ કરે છે. માટે જો તેમની પાસે દોષોની આલોચના કરવામાં આવે તો તેઓ સહાનુભૂતિપૂર્વક ઓછું પ્રાયશ્ચિત્ત આપશે, કારણ કે પોતાની મર્યાદા તેઓ પણ જાણતા હોય છે. આ રીતે પ્રાર્શ્વસ્થમુનિ પાસે આલોચણા લેવી એ તત્સેવીના પ્રકારનો દોષ છે.

સાધુમહાત્માઓના ચિત્તમાં પણ પ્રમત્તાવસ્થામાં કેવા કેવા દોષો પ્રવેશી જાય છે તેનું સૂક્ષ્મ મનોવૈજ્ઞાનિક પૃથક્કરણ આપણા આગમગ્રંથોમાં થયું છે. જેમ સાધુઓની બાબતમાં તેમ ગૃહસ્થોના જીવનમાં બને છે. પોતાની ભૂલ, વાંક કે દોષનો બચાવ કરવા માટે, પોતાનું ખરાબ ન

દેખાય એ માટે, પોતાની માનહાનિ ન થાય એ માટે માણસ અસત્ય, અર્ધસત્ય, અલ્પસત્ય, વિકૃત સત્ય, સત્યાભાસ, કુતર્ક, વિકલ્પ, અપવાદ, આક્ષેપ, પ્રતિપ્રહાર, નિર્દોષતાનો આડંબર, મિથ્યાભિમાન, દોષદર્શિતા વગેરેનો આશ્રય લેવા લલચાય છે.

પારદર્શક વ્યક્તિત્વ કેટલું બધું વિરલ છે તે આવા પ્રસંગોએ આપણને સમજાય છે. એટલા માટે જ સાધક જો નીચે પ્રમાણે દસ ગુણોથી યુક્ત હોય તો જ તે આલોચના લેવા માટે યોગ્ય પાત્ર ગણાય છે :

(૧) જાતિસંપન્ન, (૨) કુલસંપન્ન, (૩) વિનયસંપન્ન, (૪) જ્ઞાનસંપન્ન, (૫) દર્શનસંપન્ન, (૬) ચારિત્રસંપન્ન, (૭) ક્ષાન્ત–ક્ષમાવાન, (૮) દાન્ત–ઇન્દ્રિયોને સંયમમાં રાખનાર, (૯) અમાયી–માયાકપટ ન કરનાર અને (૧૦) અપશ્ચાત્તાપી–આલોચના કર્યા પછી તે માટે પશ્ચાત્તાપ ન કરનાર.

માણસને જે વ્યક્તિમાં પૂરેપૂરી શ્રદ્ધા હોય તેની પાસે તે પોતાના પાપનો એકરાર કરે છે. પોતે કરેલા એકરારની વાત ફૂટી જશે એવો જ્યારે એને ડર રહે છે ત્યારે તે તેમ કરતાં સંકોચ અનુભવે છે. બધાં સમક્ષ જાહેરમાં પોતાનાં પાપોનો એકરાર કરવો એ ઉત્તમ પરિસ્થિતિ છે, પરંતુ તે હંમેશાં વ્યવહાર નથી. કેટલીક વાર પોતાની સાથે પાપમાં સંડોવાયેલી અન્ય વ્યક્તિઓને

જાણતાંઅજાણતાં છાંટા ઊડવાનો સંભવ રહે છે. અન્ય વ્યક્તિઓના હિતને નુકસાન ન થાય એટલા માટે પણ કેટલાક લોકો જાહેરમાં પાપનો એકરાર કરતા નથી, અથવા કરે છે તો પૂરી વિગત વિના કરે છે.

જેની પાસે પાપનો એકરાર કરવાનો હોય એવી વ્યક્તિ તે માટે યોગ્ય પાત્ર હોવી જોઈએ, કારણ કે આલોચના કરનાર અને સાંભળનાર એ બે વચ્ચે ભવિષ્યમાં કદાચ અણબનાવ થાય ત્યારે પણ પાપના એકરારની વાતનો તે ગેરલાભ ઉઠાવે નહિ કે તે વડે વેર લેવાનો પ્રયત્ન કરે નહિ.

દોષોની આલોચના સાંભળી પ્રાયશ્ચિત્ત કરાવનાર વ્યક્તિના આઠ પ્રકારના ગુણ ભગવતીસૂત્રમાં નીચે પ્રમાણે બતાવ્યા છે :

(૧) આચારવાન : જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય એ પાંચ આચારોથી યુક્ત.

(૨) અવધારણાવાન : સારી યાદશક્તિ અને ગ્રહણ-શક્તિ ધરાવનાર, જેથી દોષ અનુસાર શાસ્ત્રસંમત, યોગ્ય પ્રાયશ્ચિત્ત બતાવી શકે.

(૩) વ્યવહારવાન : આગમ, શ્રુત, આજ્ઞા, ધારણા અને જીત એ પાંચ પ્રકારના વ્યવહારના જાણકાર.

(૪) અપ્રવીડક : લજ્જા કે સંકોચને કારણે શિષ્ય પોતાના દોષ ન બતાવી શકે તો મધુર વત્સલ વાણી દ્વારા એની લજ્જાને દૂર કરી આલોચના કરવા પ્રેરે.

(૫) પ્રકુર્વક : આલોચના કરનારને અતિચારોની તરત શુદ્ધિ કરાવવામાં સમર્થ.

(૬) અપરિસ્રાવી : આલોચના કરનારના દોષોની વાત બીજાને ન જણાવનાર. બીજાના દોષોની ગુપ્ત વાત પોતાના મનમાં જ રાખવી જોઈએ. એ બીજાને કહી દેવાથી આલોચના કરનારનો વિશ્વાસ ઊઠી જાય છે. વળી એથી પોતાને પણ દોષ લાગે છે.

(૭) નિર્યાપક : આલોચના કરનારને પ્રાયશ્ચિત્ત આપી તે પાર પડાવવામાં કુશળ; આલોચના કરનારની શક્તિને લક્ષમાં રાખી ક્રમે ક્રમે તેની પાસે પ્રાયશ્ચિત્ત કરાવી દોષોની શુદ્ધિ કરાવવામાં સમર્થ.

(૮) અપાયદર્શી : આલોચના કરવામાં આનાકાની કરનારને તે ન કરવાથી કેવાં કેવાં દુઃખ ભોગવવાં પડે છે તે શાસ્ત્રાનુસાર સમજાવી તેને આલોચના કરવાની પ્રેરણા કરવામાં નિપુણ.

દોષોના એકરાર વખતે સામાન્ય રીતે બે જ વ્યક્તિ હોવી જોઈએ : એક દોષ કહેનાર અને બીજી એ દોષ સાંભળીને તે પ્રમાણે પ્રાયશ્ચિત્ત આપનાર. આ પ્રકારની આલોચનામાં ફક્ત બે જ વ્યક્તિ હોવાથી દોષની વાત સાંભળનાર માત્ર ચાર જ કાન હોય છે. માટે એ પ્રકારની આલોચનાને 'ચતુષ્કર્ણી આલોચના' કહેવામાં આવે છે.

કેટલીક વખત અપવાદરૂપ સંજોગોમાં બીજી એક અથવા બે વ્યક્તિની ઉપસ્થિતિ આવશ્યક મનાય છે, જેમ

કે સાધુ વૃદ્ધ હોય, સ્થવીર હોય અને આલોચના લેનાર કોઈ યુવાન સાધ્વી હોય તો તે પ્રસંગે બીજી એક પ્રૌઢ અને જ્ઞાનદર્શનસંપન્ન સાધ્વી પણ ઉપસ્થિત હોવી જોઈએ, જેથી અલોચના લેનાર સાધ્વી લજ્જા કે સંકોચ અનુભવે નહિ. આમાં ત્રણ વ્યક્તિઓ હોય છે માટે આ પ્રકારની આલોચનાને 'ષટ્કર્ણી આલોચના' કહેવામાં આવે છે.

કોઈક વખત આલોચના લેનાર સાધ્વી યુવાન હોય અને આલોચના આપનાર સાધુ પણ યુવાન હોય તો તેવા પ્રસંગે બીજા એક સાધુ અને બીજી એક સાધ્વીની ઉપસ્થિતિ આવશ્યક મનાય છે, જેથી ઉભય પક્ષે કંઈ ગેરસમજ ન થાય અને યુવાન સાધુસાધ્વીની નિષ્કારણ નિંદા ન થાય. આવા પ્રસંગે કુલ ચાર વ્યક્તિ હોવાથી એ પ્રકારની આલોચનાને 'અષ્ટકર્ણી આલોચના' કહેવામાં આવે છે.

આલોચના સાંભળતી વખતે ગુરુ પાસે સામાન્ય રીતે આલોચના લેનાર એક જ શિષ્ય હોવો જોઈએ. શિષ્ય આલોચના કરે તે વખતે એક કરતાં વધારે વડીલ સાધુઓ હાજર હોય તો આલોચના લેનાર શિષ્ય લજ્જિત થઈ જાય, સંકોચ અનુભવે અને પોતાના બધા દોષોની વાત ન પણ કહે. એવી જ રીતે ગુરુમહારાજ એકસાથે ઘણા બધા શિષ્યોને બોલાવીને પોતાના દોષોનો એકરાર કરવાનું કહે તો ગુરુ પોતે બધાની અલોચના એકાગ્રતાથી સાંભળી ન શકે, કદાચ યોગ્ય પ્રાયશ્ચિત્ત ન દઈ શકે. વળી શિષ્ય

પોતાના દોષ કહેતાં સંકોચ અનુભવે અને કોઈકના દોષની વાત ફૂટી જવાનો સંભવ પણ રહે. માટે એક સમયે એક જ શિષ્યની આલોચના ગુરુએ પોતે એકલાએ જ પૂરી એકાગ્રતાથી સાંભળવી જોઈએ. અતિગંભીર દોષોની બાબતમાં આ સાવધાની રાખવી જોઈએ. સામાન્ય દોષોની બાબતમાં પ્રસંગાનુસાર અપવાદ કરી શકાય.

પોતાના દોષોના કથનની રીતની દૃષ્ટિએ આલોચનાના બે પ્રકાર પાડવામાં આવે છે. કેટલીક વાર શિષ્યના એટલા બધા દોષ થયા હોય કે એના સર્વ વ્રતોનું ખંડન થઈ જાય. આવો શિષ્ય પોતાના બધા દોષો ક્રમવાર કહેવાને બદલે સામાન્ય નિવેદન કરતાં કહે કે 'હું પાપી છું, તુચ્છ છું, દર્શન, જ્ઞાન અને ચારિત્ર્ય એ રત્નત્રયીની આરાધનામાં કાચો રહ્યો છું. મારે મુનિપણામાં ફરી સ્થિર થવું છે.' આ રીતે કરેલી આલોચનાને 'સામાન્ય આલોચના' અથવા 'ઓઘ આલોચના' કહેવામાં આવે છે. જે આલોચનામાં પ્રત્યેક દોષ તેના કાળ તથા પ્રદેશની વિગત સાથે ક્રમબદ્ધ રીતે કહેવાય એ આલોચનાને 'વિશેષ આલોચના' અથવા 'પદવિભાગી આલોચના' કહેવામાં આવે છે.

નિશ્ચય અને વ્યવહારની દૃષ્ટિએ આલોચનાના બે પ્રકાર ગણાવવામાં આવ્યા છે. પોતાનાથી થયેલા સર્વ દોષોનો સ્વીકાર કરી, એવા દોષોનો સર્વથા ત્યાગ કરી, તેવા દોષો ફરીથી ન થાય તેવો દૃઢ સંકલ્પ કરવો કે વ્રત ધારણ કરવું તે 'નિશ્ચય આલોચના' છે. પોતાના જે દોષો થયા હોય

તેને માટે પશ્ચાત્તાપપૂર્વક માત્ર નિંદા કરવી તે 'વ્યવહાર આલોચના' છે.

દ્રવ્યાદિની અપેક્ષાએ આલોચનાના ચાર પ્રકાર થાય છે. (૧) દ્રવ્ય આલોચના—સચિત્ત, અચિત્ત કે મિશ્ર, પરંતુ અકલ્પનીય એવા કોઈ દ્રવ્યનું સેવન થઈ ગયું હોય તે માટેની આલોચના. (૨) ક્ષેત્ર આલોચના—ગામ કે નગરમાં કે ત્યાં જવાના માર્ગમાં કોઈ દોષનું સેવન થયું હોય તે માટેની આલોચના. (૩) કાલ આલોચના—દિવસે, રાત્રે, પર્વના દિવસે, દુકાળમાં, સુકાળમાં કોઈ દોષનું સેવન થયું હોય તે માટેની આલોચના. (૪) ભાવ આલોચના—પ્રસન્ન કે અપ્રસન્ન ભાવથી, અહંકાર, દ્વેષ કે ગ્લાનિ વગેરેના ભાવથી કોઈ દોષનું સેવન થઈ ગયું હોય તે માટેની આલોચના.

આમ, આલોચના (આલોયણા) ઉપર ઘણો ભાર જૈન દર્શનમાં મૂકવામાં આવ્યો છે. રોજેરોજ સવાર-સાંજના પ્રતિક્રમણમાં સાધુએ કે ગૃહસ્થે પોતાના દોષોની આલોચના કરવાની હોય છે. જે આલોચના કરે છે તે જ સાચો આરાધક બની શકે છે. આવશ્યકનિર્યુક્તિમાં કહ્યું છે કે જે માણસ ગુરુજન સમક્ષ બધાં શલ્યો દૂર કરી આલોચના–આત્મનિંદા કરે છે તે માથા ઉપરનો બોજો ઉતારી નાખનાર ભારવાહકની જેમ હળવો થઈ જાય છે.

उद्धरियसव्वसल्लो आलोइय-निंदिओ गुरुसगासे ।
होइ अइरेहलहुओ ओहरियभारोव्व भारवहो ॥



# જૈન દૃષ્ટિએ તપશ્ચર્યા

પર્યુષણ પર્વના દિવસો આવે એટલે જૈનોમાં વિવિધ પ્રકારની તપશ્ચર્યાઓ ચાલુ થાય. સંવત્સરીને દિવસે તપની પૂર્ણાહુતિ થાય એવી રીતે ત્રીસ દિવસ અગાઉથી કેટલાક લોકો ઉપવાસ ચાલુ કરે છે. એક મહિનાના આ ઉપવાસ 'માસખમણ' તરીકે ઓળખાય છે. કેટલાક એકવીસ દિવસના, સોળ દિવસના, ચૌદ કે અગિયાર દિવસના ઉપવાસ કરે છે. એથી વિશેષ, પર્યુષણના આઠેઆઠ દિવસના ઉપવાસ–અઠ્ઠાઈ કરનારાઓની સંખ્યા ઘણી હોય છે. કેટલાક છેવટે સંવત્સરીને દિવસે ઉપવાસ કરે છે. પર્વના દિવસો પૂરા થાય એટલે દરેક સંઘ પોતાને ત્યાં અઠ્ઠાઈ સુધીની કેટલી મોટી તપશ્ચર્યા થઈ તેની યાદી બહાર પાડે છે; તપસ્વીઓનું સન્માન થાય છે; પ્રભાવના થાય છે; તપસ્વીઓના ઘરે ઊજવણું થાય છે.

દર વર્ષે કોઈક કોઈક વ્યક્તિઓ ત્રીસ ઉપવાસ કરતાં વધુ તપશ્ચર્યા કરે છે. ૪૫ દિવસ, ૬૦ દિવસ, ૭૫ દિવસ, ૯૦ દિવસ, ૧૧૦ દિવસના ઉપવાસ – એમ મોટી આકરી તપશ્ચર્યાઓ પણ થાય છે. જૈનોનો એક ઉપવાસ એટલે બાર કલાકનો નહિ પણ છત્રીસ કલાકનો. ઉપવાસ કરનાર આગલી સાંજથી ઉપવાસના બીજા દિવસે સવારે સૂર્યોદય સુધીના છત્રીસ કલાકમાં અન્નનો એક દાણો પણ

મોઢામાં ન નાખે. દિવસ દરમિયાન કેટલાક ઉકાળેલું પાણી પીએ, કેટલાક બિલકુલ પાણી ન પીએ. એક દિવસનો એવો ઉપવાસ કરવો એ સહેલી વાત નથી.

ઉપવાસ ઉપરાંત એકાસણું, આયંબિલ, ફક્ત કોઈ એક જ ધાન્ય કે વાનગીનો આહાર લેવો વગેરે વિવિધ પ્રકારની તપશ્ચર્યાઓ થાય છે. આ બધી બાહ્ય પ્રકારની તપશ્ચર્યાઓ ગણાય છે. બાહ્ય અને આભ્યંતર તપશ્ચર્યાઓ મુખ્યત્વે બાર પ્રકારની બતાવવામાં આવી છે: (૧) અનશન (ઉપવાસ), (૨) ઊણોદરી, (૩) વૃત્તિસંક્ષેપ, (૪) રસત્યાગ, (૫) કાયક્લેશ અને (૬) સંલીનતા એ છ પ્રકારનાં બાહ્ય તપ છે. (૧) પ્રાયશ્ચિત્ત, (૨) વિનય, (૩) વૈયાવચ્ચ, (૪) સ્વાધ્યાય, (૫) ધ્યાન અને (૬) કાઉસગ્ગ (કાયોત્સર્ગ) એ છ પ્રકારનાં આભ્યંતર તપ છે. બાહ્ય તપ કરતાં આભ્યંતર તપ ચડિયાતું મનાય છે. પરંતુ બંને પ્રકારનાં તપ કર્મનિર્જરા માટે આવશ્યક મનાયાં છે.

ભગવાન મહાવીરે બાહ્ય અને આભ્યંતર એમ ઉભય પ્રકારનું તપ સાડા બાર વર્ષ સુધી કર્યું. એક વખત એમણે સળંગ છ મહિનાના ઉપવાસ કર્યા હતા. સાડા બાર વર્ષમાં એમણે ખાધું હોય એવા દિવસ ઘણા ઓછા– લગભગ એક વરસ જેટલા જ છે. ભગવાન મહાવીરે જેટલી આકરી તપશ્ચર્યા લાંબા સમય સુધી કરી છે એટલી ઇતિહાસમાં બીજી કોઈ વ્યક્તિના જીવનમાં જોવા મળતી

નથી. એટલા માટે એમને 'દીર્ઘતપસ્વી' તરીકે ઓળખાવવામાં આવે છે.

જૈન માન્યતા પ્રમાણે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના સમયમાં વધુમાં વધુ ઉપવાસ એક વર્ષના થતા. ત્યારે તે પ્રકારનું શરીરબળ રહેતું. બીજા તીર્થંકરથી તે તેવીસમા તીર્થંકર સુધીના સમયમાં વધુમાં વધુ ઉપવાસ આઠ મહિનાના થતા અને છેલ્લા તીર્થંકર મહાવીર સ્વામીના સમયમાં વધુમાં વધુ છ મહિનાના ઉપવાસ થતા. ભગવાન મહાવીરે વધુમાં વધુ છ મહિનાના ઉપવાસ કર્યા હતા.

શરીરના પોષણ માટે આહારની જરૂર છે. એક ટંક ખાવાનું ન મળતાં માણસને નબળાઈ વરતાય છે. એક દિવસ ખાવાનું ન મળતાં માણસ ઢીલો થઈ જાય છે; માથું દુખે છે; ઉબકા અને ઊલટી શરૂ થાય છે; ચક્કર આવવા લાગે છે. આઠ-દસ દિવસ ખાવાનું ન મળતાં માણસ બેભાન થઈ જાય છે; મૃત્યુ પણ પામે છે. સળંગ એક મહિના સુધી ખોરાક ન લેનાર માણસ માટે જીવવાની શકયતા ઘણી ઓછી રહે છે.

ભગવાન બુદ્ધ નિગ્રંથ ભગવાન મહાવીરની ઘોર તપશ્ચર્યાની વાત સાંભળી હતી. એથી તેમણે પણ તપશ્ચર્યાનો માર્ગ લીધો અને ઘોર તપશ્ચર્યા શરૂ કરી હતી. એથી એમનું શરીર એકદમ અત્યંત કૃશ બની ગયું હતું. બૌદ્ધ ગ્રંથોમાં વર્ણન છે તે પ્રમાણે એમનું શરીર સુકાઈને એવું થઈ ગયું હતું કે તેઓ ચાલતા ત્યારે હાડકાંનો

ખડખડ અવાજ આવતો; પેટની ચામડી પીઠની ચામડીની લગોલગ થઈ ગઈ હતી; હાથપગ દોરડી જેવા થઈ ગયા હતા; આંખો ઊંડી ઊતરી ગઈ હતી અને બાકોરા જેવી લાગતી હતી. શરીરની નસો બહાર નીકળીને લબડતી હતી. આવી ઘોર તપશ્ચર્યાને કારણે તેઓ વારંવાર બેભાન થઈ જતા.

એક વખત એવી રીતે બેભાન બની એક વૃક્ષ નીચે તેઓ પડ્યા હતા તે સમયે ત્યાંથી પસાર થઈ રહેલા ગાયિકાના એક વૃંદે નજીકમાં આરામ માટે મુકામ કર્યો. તે સમયે પોતાની વીણાને સજ્જ કરવા માટે મુખ્ય ગાયિકાએ બીજીને સૂચના આપી કે 'એના તાર વધારે પડતા ખેંચીને મજબૂત ન કરતી, નહિ તો તાર તૂટી જશે અને ઢીલા પણ ન રાખતી, નહિ તો સંગીતની મધુરતા જન્મશે નહિ; તાર મધ્યમસર રાખજે.' તે સમયે જાગ્રત થતાં ભગવાન બુદ્ધે આ શબ્દો સાંભળ્યા અને તરત એમને થયું કે તપશ્ચર્યાની બાબતમાં પણ પોતે મધ્યમ માર્ગ અપનાવવો જોઈએ જેથી બેભાન થઈ ન જવાય. પછી તો સાધનાની પ્રત્યેક બાબતમાં એમણે મધ્યમ માર્ગ અપનાવ્યો.

હું એમ માનું છું કે ભગવાન બુદ્ધ જો ભગવાન મહાવીરને મળ્યા હોત તો તપશ્ચર્યા માટે કદાચ જુદો જ અભિગમ એમણે અપનાવ્યો હોત. ભગવાન બુદ્ધે તપશ્ચર્યાને ઇન્દ્રિય ઉપરના સંયમ અને મનની નિર્મળતા માટે સ્વીકારી, પરંતુ ભગવાન મહાવીરે તદુપરાંત કર્મની નિર્જરા માટે

પણ તપશ્ચર્યા સ્વીકારી છે એ એક મહત્ત્વની વાત ભૂલવી ન જોઈએ.

દુનિયાના બધા ધર્મોમાં બાહ્ય તપ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે અને ત્યાં તેનો હેતુ આરોગ્ય, દેહની શુદ્ધિ, ઇન્દ્રિયો ઉપર સંયમ અને ચિત્તની નિર્મળતાનો છે. ગીતાના સત્તરમા અધ્યાયમાં શારીરિક, વાચિક અને માનસિક તપના સાત્ત્વિક, રાજસ અને તામસ એવા પ્રકારો બતાવવામાં આવ્યા છે.

તપથી દેહશુદ્ધિ થાય છે એ નિર્વિવાદ વાત છે. ઑપરેશન કરવું હોય તો ડૉકટરો પણ આગલી સાંજથી ખાવાની અને ઑપરેશન પછી બાર કે ચોવીસ કલાક પાણી પીવાની પણ મનાઈ કરે છે. એકાસણું, આયંબિલ કે ઉપવાસથી કબજિયાત, અજીર્ણ વગેરે રોગો દૂર થાય છે, એમ વૈદ્યો કહે છે. અમુક સમય સુધી સ્વેચ્છાએ આહાર ન લેતાં ઇન્દ્રિયો શાંત પડે છે, અને અનુક્રમે ચિત્ત પણ શાંત થાય છે. ચિત્તમાં સદ્‌વિચારો સ્ફુરે છે. માણસ પ્રસન્નતા અનુભવે છે. ગીતા કહે છે :

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।

આહારનો ત્યાગ કરનાર વ્યક્તિની ઇન્દ્રિયોના વિષયો નિવૃત્ત થઈ જાય છે.

તપનો આ મહિમા તો છે જ. પરંતુ જૈન ધર્મ વિશેષ એમ માને છે કે તપ વડે કર્મની નિર્જરા થાય છે. જ્યારે શુભ કે અશુભ કર્મ બંધાય છે ત્યારે કાર્મણ

વર્ગણાનાં પુદ્ગલ પરમાણુઓ આત્માને ચોંટે છે અને એ કર્મ ઉદયમાં આવી જ્યારે ભોગવાય છે ત્યારે એ પુદ્ગલ પરમાણુઓ ઊખડી જાય છે, નીકળી જાય છે, ખરી પડે છે, એટલે કે કર્મની નિર્જરા થાય છે.

આત્માના આઠ રુચક પ્રદેશો સિવાયના પ્રદેશોને કાર્મણ વર્ગણાના પુદ્ગલ પરમાણુઓ ચોંટવાની અને ખરી પડવાની આ પ્રક્રિયા સતત ચાલ્યા કરે છે. ઉપવાસ વગેરે તપશ્ચર્યાથી દેહમાં આવો એક પ્રકારની તપ્તતા ઉદ્ભવે છે જેથી કાર્મણ વર્ગણાના કેટલાક પુદ્ગલ પરમાણુઓ ખરી પડે છે. આમ, તપથી કર્મની નિર્જરા થાય છે. તેમાં પણ સ્વેચ્છાએ ભાવોલ્લાસપૂર્વક તપ કરીને શરીરને કષ્ટ આપ્યું હોય તો કર્મની નિર્જરા વિશેષ થાય છે. એમાં માત્ર આ જન્મના જ નહિ, પણ જન્મજન્માન્તરનાં કર્મોની નિર્જરા થાય છે. ઉત્તરાધ્યયનસૂત્રમાં કહ્યું છે : भवकोडी संचियं कम्म तवसा निज्जरिज्जइ । ( કરોડો ભવનાં સંચિત થયેલાં કર્મો તપથી નિર્જરિત થાય છે. ) આવશ્યકની ટીકામાં કહ્યું છે : तापयति अष्टप्रकारं कर्म इति तप: ( આઠ પ્રકારનાં કર્મોને જે તપાવે છે તેનું નામ તપ છે. ) ઉત્તરાધ્યયન-સૂત્રમાં કહ્યું છે : तवेण वोहाणं जणयइ ( તપથી વ્યવદાન અર્થાત્ કર્મોની શુદ્ધિ થાય છે. ) તપથી કર્મની નિર્જરા દ્વારા અશુભ લેશ્યાઓનો પરિહાર થાય છે અને સમ્યક્-દર્શન નિર્મળ થાય છે.

આમ જૈન દર્શનમાં તપશ્ચર્યા ઉપર ઘણો ભાર મૂકવામાં આવ્યો છે. જેમ અહિંસાની બાબતમાં તેમ

તપશ્ચર્યાની બાબતમાં પણ જૈન ધર્મ અન્ય ધર્મોની અપેક્ષાએ અંતિમ કોટિની વાત કરે છે. એટલે જ જેટલી ઉગ્ર તપશ્ચર્યા જૈન લોકોમાં જોવા મળે છે, એટલી દુનિયાના બીજા કોઈ ધર્મના લોકોમાં જોવા મળતી નથી. મુસલમાનો રમઝાનના દિવસો દરમિયાન એક મહિના સુધી રોજ રોજા કરે ત્યારે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી પાણીનું ટીપું પણ મોઢામાં નાખતા નથી. પરંતુ રાત્રે તેઓ ખાઈ શકે છે. તેમની આ તપશ્ચર્યા જૈનોના ઉપવાસની સરખામણીમાં હળવી તપશ્ચર્યા છે

છ પ્રકારની બાહ્ય તપશ્ચર્યામાં આત્માના અનાહરી પદનો અનુભવ કરાવનાર અનશન (ઉપવાસ) ને શ્રેષ્ઠ ગણી છે. દિવસમાં એક ટંક રસહીન લુખ્ખો આહાર લેવો તે આયંબિલ નામનું તપ છે. સંયમપાલન માટે તે ઘણું મહત્ત્વનું તપ ગણાય છે. ઉણોદરીમાં પેટ ઊણું–અધૂરું રાખીને ખાવાનું વ્રત હોય છે. વૃત્તિસંક્ષેપમાં નિશ્ચિત કરેલી વાનગીઓ જ ખાવાની હોય છે. કર્મની નિર્જરા સાથે, આ પ્રકારની બાહ્ય તપશ્ચર્યા સાથે અહિંસાની ભાવના સંકળાયેલી છે, કારણ કે ન ખાવાથી કે ઓછું ખાવાથી એટલી ઓછી જીવહિંસા થાય છે. ગાંધીજી હંમેશાં પાંચ જ વાનગી જમવામાં લેતા. એક વખત કોઈકે એમને પૂછ્યું કે પાંચ વાનગી જ ખાવાથી શો લાભ? ગાંધીજીએ કહ્યું, 'આપણી જમવાની પાંચ વાનગી નિશ્ચિત થઈ જાય અને આપણે હવે છઠ્ઠી વાનગી ખાવામાં લેવાના નથી જ એવો આપણો નિયમ હોય તો

તેથી બાકીના બધા જીવોને આપણા તરફથી અભયદાન મળે છે.' ગાંધીજીના આ ઉત્તરમાં જૈનોની અહિંસાની ભાવના બરાબર વ્યક્ત થઈ છે, કારણ કે અન્નમાં પણ જીવ છે અને એ બધા જીવોની હિંસા ઓછામાં ઓછી થાય એ અહિંસાની ભાવના છે. ઉપવાસમાં આ ભાવના સૌથી વધુ પોષાય છે. વાઘ આપણને ખાઈ જવા માટે ધસી આવે અને એના મુખમાંથી આપણે બચી જઈએ તો આપણને કેટલો બધો આનંદ થાય! વાઘ પાંજરામાં પુરાયેલો હોય તો આપણે કેટલી નિર્ભયતાથી આનંદ-પૂર્વક આમતેમ ફરી શકીએ છીએ! એવી જ રીતે ઉપવાસ કરીએ છીએ ત્યારે આપણે આપણી જાતને પાંજરામાં પૂરી દઈએ છીએ જેથી બીજા જીવોને આપણા તરફથી અભયદાન મળે છે. વનસ્પતિ, ફળફૂલ વગેરેમાં પણ જીવો છે એમ જે સમજે છે અને શ્રદ્ધાપૂર્વક માને છે એમને માટે આ વાત છે. ભગવાને આ સૃષ્ટિમાં આપણા ખાવા માટે બધા જીવો ઉત્પન્ન કર્યા છે એમ માનવાવાળાને આ સૂક્ષ્મ વાત સહેલાઈથી નહિ સમજાય.

ઉપવાસ વગેરે બાહ્ય તપશ્ચર્યામાં પણ વિવિધ પ્રકારની પરિસ્થિતિ પ્રવર્તતી હોય છે. ખાવું હોય અને છતાં ખાવાનું ન મળે અને ઉપવાસ થાય એ એક સ્થિતિ છે. અને ખાવાનું મળતું હોય અને છતાં સ્વેચ્છાએ પ્રેમભાવથી, જ્ઞાનથી, શ્રદ્ધાથી, તપ કરવાની ભાવનાથી ખાવાનું ન ખાવું એ બીજી સ્થિતિ છે. બંને સ્થિતિમાં દેહને કષ્ટ પડે છે, પરંતુ એકમાં એ કષ્ટ તીવ્ર લાગે છે, બીજામાં એ એટલું

તીવ્ર લાગતું નથી. પોતે ભૂખ્યા રહી પોતાના બાળકને ખાવાનું ખવડાવતી માતાને ભૂખ્યા રહેવાનું કષ્ટ ખાસ લાગશે નહિ, બલ્કે એને બહુ આનંદ થશે. બાહ્ય તપમાં પણ આવું જ છે. એ ભાવોલ્લાસપૂર્વક કરવાનું હોય છે. ઉપવાસ કરનારને આનંદ થવો જોઈએ.

તપ એટલે ઇચ્છાનિરોધ; તપ એટલે વાસનાઓ ઉપર વિજય; તપ એટલે તૃષ્ણાનો ત્યાગ. તપમાં અભ્યાસથી આગળ વધી શકાય છે. એકાસણું પણ ન કરી શકનાર ક્રમે ક્રમે અભ્યાસથી માસખમણ સુધી પહોંચી શકે છે. કોઈ કોઈ સ્થળે માસખમણ કરેલાં માણસોને હરતાંફરતાં અને બધું કાર્ય કરતાં આપણે જોઈ શકીએ છીએ ત્યારે આ વાતની સાશ્ચર્ય પ્રતીતિ થાય છે. તપશ્ચર્યા સાથે ચિત્તની પ્રસન્નતા ટકી રહેવી જોઈએ. ચિત્તની પ્રસન્નતા ટકે નહિ એટલી હદ સુધી તપશ્ચર્યા કરવાનો નિષેધ છે. દશવૈકાલિકસૂત્રમાં કહ્યું છે કે :

बलं थामं च पेहाए सद्धामारोग्गमप्पणो ।
खेत्तं कालं च विन्नाय तहप्पाणं निजुंजए ॥

(દરેકે પોતાની શક્તિ, દૃઢતા, શ્રદ્ધા, આરોગ્ય તથા ક્ષેત્ર અને કાળ પ્રમાણે સમજીવિચારીને પોતાના આત્માને તપમાં જોડવો જોઈએ.)

ભગવાન મહાવીરે આથી સ્પષ્ટ જ કહ્યું છે કે પોતાની શક્તિની ઉપરવટ જઈને તપશ્ચર્યા કરવી ન જોઈએ. આરોગ્ય સારું ન હોય તેવી વ્યક્તિએ પરાણે

ઉપવાસ વગેરે પ્રકારની કઠોર તપશ્ચર્યા કરવાની નથી હોતી ગર્ભવતી સ્ત્રી, બાળકને સ્તનપાન કરાવતી માતા કે રોગિષ્ઠ સ્ત્રી-પુરુષને આવી તપશ્ચર્યા કરવાની સખત મનાઈ શાસ્ત્રકારોએ ફરમાવેલી છે. તપ ત્યાં સુધી જ કરવાનું હોય છે જ્યાં સુધી ઇન્દ્રિયો જાગ્રત હોય છે અને ચિત્ત સ્વસ્થ અને નિર્મળ હોય છે. ઉપાધ્યાય યશોવિજયજીએ 'જ્ઞાનસાર'માં તપના અષ્ટકમાં કહ્યું છે :

> तदेव हि तपः कार्यं दुर्ध्यानं यत्र नो भवेत् ।
> येन यागो न हीयन्ते क्षीयन्ते नेन्द्रियाणि च ॥

(ચિત્તમાં દુર્ધ્યાન ન આવી જાય, યોગોને હાનિ ન પહોંચે અને ઇન્દ્રિયો ક્ષીણ ન થઈ જાય ત્યાં સુધી જ તપ કરવું જોઈએ.)

આમ, જૈન ધર્મે તપશ્ચર્યામાં સરળ મધ્યમ માર્ગ ન સ્વીકારતાં ઉગ્ર તપશ્ચર્યા ઉપર ભાર મૂક્યો છે. પરંતુ તે મનના ભાવો ન બગડે અને ઇન્દ્રિયો અસ્વસ્થ ન બને ત્યાં સુધી. અલબત્ત, ઉગ્ર તપશ્ચર્યા કરનારે વિશેષ સાવધ રહેવાની જરૂર છે. વધુ પડતું જ્ઞાન જો પચાવ્યું ન હોય તો જેમ અહંકાર જન્માવે છે, તેમ વધુ પડતું તપ જો આત્મસાત્ ન થાય તો ક્રોધ જન્માવે છે. વધુ પડતા તપથી ક્યારેક જડતા અને યાંત્રિકતા આવે છે.

તપથી દેહ શુદ્ધ થવો જોઈએ અને આત્મા પવિત્ર બનવો જોઈએ. પરંતુ ભાવવિહીન યંત્રવત્ તપ કરનારમાં કેટલીક વાર ખાસ કંઈ પરિવર્તન દેખાતું નથી. એવું તપ

ફળ આપે છે ખરું, પણ ઘણું ઓછું. ભગવાન મહાવીર સ્વામીના પૂર્વેના સમયમાં તામલી નામનો તાપસ થઈ ગયો. તે ઘણી ઉગ્ર તપશ્ચર્યા કરતો. માસખમણના પારણે માસખમણ કરતો અને પારણામાં જે આહાર લેતો તે વારંવાર ધોઈને રસકસહીન બને પછી લેતો. આટલી બધી ઉગ્ર તપશ્ચર્યા તે કરતો, પરંતુ તે ભાવોલ્લાસ વગર, યંત્રવત્ કરતો. એટલે તેને કેવળજ્ઞાન થયું નહિ. માત્ર દેવગતિ મળી. ભાવોલ્લાસ સાથે એથી ઘણી ઓછી તપશ્ચર્યા એણે કરી હોત તો પણ એને કેવળજ્ઞાન પ્રાપ્ત થાત. બાલ તપશ્ચર્યા એટલે કે ભાવ વગર, અજ્ઞાનપૂર્વક કરેલી તપશ્ચર્યા મુક્તિ અપાવતી નથી. માટે જ કહ્યું છે :

न हु बालतवेण मुक्खुत्ति ।

તો પછી પ્રશ્ન થશે કે શું તપશ્ચર્યા કરવી જ નહિ ? માત્ર લાંઘણ કરતા હોય એવી તપશ્ચર્યાથી ફાયદો શો ? એનો જવાબ એ છે કે તપશ્ચર્યા બિલકુલ ન કરતા હોય અને ભોગવિલાસ તથા પ્રમાદમાં સમય વિતાવતા હોય તેના કરતાં લાંઘણ જેવી તપશ્ચર્યા પણ સારી. જેઓ આજે એવી તપશ્ચર્યા કરતા હશે તેઓ કાલે ભાવપૂર્વક કરશે. જે તપશ્ચર્યામાં કર્મની નિર્જરા થવા કરતાં કર્મોનો બંધ વધારે થતો હોય, તેવી તપશ્ચર્યા ન કરવી જોઈએ.

સામાન્ય રીતે અજ્ઞાનપૂર્વક તપ કરનારાઓનો વર્ગ જેમ મોટો હોય છે તેમ તપની અજ્ઞાનપૂર્વક ટીકા કર-

## સંયમની સહચરી ગોચરી

ભગવાન મહાવીરના નિર્વાણને ૨૫૦૦ થી વધુ વર્ષ થઈ ગયાં. એમના જીવન અને સંદેશનો વિચાર કરીએ છીએ ત્યારે તીર્થંકર પરમાત્માની વાણી કેવી ત્રિકાલાબાધિત હોય છે તેની પ્રતીતિ થાય છે.

કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી તીર્થંકરો ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે. એ સંઘમાં ત્યાગી સાધુ–સાધ્વીઓના આચારના નિયમ એવા ચુસ્ત અને કડક હોય છે કે તેનું આજીવન સંપૂર્ણ પાલન કરવાનું બધાંને સહેલું નથી. આમ છતાં અઢી હજાર વર્ષથી તીર્થંકર ભગવાન મહાવીર સ્વામીનું શાસન અખંડિત પરંપરાથી ચાલ્યા કરે છે એ આપણે નજરે જોઈ શકીએ છીએ. આજે પણ જૈન મુનિઓને પોતાનું પવિત્ર જીવન જીવતા અને એક સ્થળેથી બીજા સ્થળે વિહાર કરતા આપણે જોઈએ ત્યારે ભગવાન મહાવીર કેવી રીતે વિચરતા હશે તેની પ્રતીતિ આપણને થાય છે; દિગંબર સાધુઓને જોતાં તેની સવિશેષ પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે.

દિવસમાં માત્ર એક જ વખત ઊભાં ઊભાં, હાથમાં લઈને આહારપાણી કરી લેવાં અને પછી બીજા દિવસ સુધી અન્નનો દાણો કે પાણીનું ટીપું મોઢામાં ન મૂકવું, સખત શિયાળો હોય કે ભર ઉનાળો હોય, શરીર ઉપર

એક પણ વસ્ત્ર ધારણ ન કરવું—એવી રીતે સમગ્ર જીવન વિતાવવું એ સરળ વાત નથી. દેહભાવ ઓછો થાય અને આત્મ-રમણતા વધવા લાગે તેને માટે જ આવું કપરું તપસ્વી જીવન શકય છે.

અઢી હજાર વર્ષથી જૈન સાધુ-સાધ્વીઓની પરંપરા પ્રતિકૂળ કે વિપરીત સંજોગોમાં પણ ટકી શકી તેનાં ઘણાં કારણોમાંનું એક કારણ તે તેઓની ગોચરી અને પાદ-વિહારની આચારસંહિતા છે. રાગદ્વેષરહિત સંયમી જીવન માટે ભગવાને પ્રબોધેલી તે અનોખી પંરપરા છે. એક સ્થળેથી બીજે સ્થળે સતત વિહાર કરતાં રહેવાને કારણે તથા રોજ જુદા જુદા વિસ્તારનાં જુદાં જુદાં ઘરોમાંથી થોડો થોડો આહાર વહોરી લાવવાને લીધે જૈન સાધુ-સાધ્વીઓને સ્થળ, સંઘ કે વ્યક્તિઓ સાથે રાગદ્વેષનાં નિમિત્તો ઓછાં રહે છે અને તેથી સમાજને તેમના પ્રત્યે પૂજ્યભાવ રહે છે.

ભગવાન મહાવીર રાજકુમાર હતા. રાજવૈભવમાં તો ઉત્તમ, સ્વાદિષ્ટ, પૌષ્ટિક એવો વિવિધ પ્રકારનો આહાર, ખાઈ શકાય તે કરતાં પણ વિપુલ પ્રમાણમાં, સ્વાધીનપણે મળે; પરંતુ એવા રાજવૈભવનો ત્યાગ કરી ભગવાન મહા-વીરે સ્વેચ્છાએ સંન્યસ્ત સ્વીકારી, એક ઘરેથી બીજા ઘરે ફરીને લુખ્ખો-સુક્કો આહાર ગ્રહણ કરવાનું ચાલુ કર્યું તે ઉપરથી જ દેહભાવ કરતાં તેમનો આત્મભાવ કેટલો ઊંચો હશે તેની પ્રતીતિ થાય છે.

નારો વર્ગ પણ મોટો હોય છે. ખાધેપીધે સુખી હોય અને એને લીધે તપ કરવાની જેમને બિલકુલ રુચિ થતી ન હોય તથા તપનો જરા પણ મહાવરો ન હોય તેવા લોકો બાલતપ કરનારા થોડા લોકોનો ખોટો દાખલો આગળ ધરી તપ કરનારા લોકોને માટે ટીકા કરવા મંડી જતા હોય છે. એમની ટીકા કેટલીક વાર અસંપ્રજ્ઞાતપણે એમની અશક્તિમાંથી પ્રગટ થતી હોય છે. જેમણે થોડી પણ ભાવપૂર્વક તપશ્ચર્યા કરી છે એવી વ્યક્તિ સામાન્ય રીતે તપશ્ચર્યાની વિરોધી હોતી નથી.

અલબત્ત, બાહ્ય તપ કરતાં આભ્યંતર તપ ચડિયાતું છે, એ નિઃસંશય છે. પરંતુ એથી બાહ્ય તપનો નિષેધ કરવામાં નથી આવ્યો. ખુદ ભગવાન મહાવીરે બાહ્ય અને આભ્યંતર એમ બંને પ્રકારની તપશ્ચર્યા કરી છે. બધા જ તીર્થંકરોના જીવનમાં બાહ્ય તપશ્ચર્યા પણ જોવા મળશે. દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ વખતે બાહ્ય તપ અચૂક હોય છે. સંસારમાં બધા જીવો એકસરખી રુચિ, કક્ષા અને શક્તિવાળા નથી હોતા. એટલે જ બાહ્ય અને આભ્યંતર બંને પ્રકારના તપમાં પેટાપ્રકારો બતાવાયા છે, અને દરેકે પોતાની રુચિ, કક્ષા અને શક્તિ અનુસાર તપની પસંદગી કરવાની હોય છે, અને તેમાં પોતાના આત્માની શક્તિને ફોરવીને ઉચ્ચતમ તપશ્ચર્યા સુધી પહોંચવાનું હોય છે.

તપશ્ચર્યા વર્તમાન જીવનમાં માણસને માટે શ્રેયસ્કર નીવડે છે અને આત્મા માટે મોક્ષપથગામિની બની શકે

છે. એટલા માટે જ જૈન ધર્મે તપને ઉત્કૃષ્ટ મંગલમાં સ્થાન આપ્યું છે, પંચાચારમાં સ્થાન આપ્યું છે, નવ પદમાં સ્થાન આપ્યું છે અને વીસ સ્થાનકમાં સ્થાન આપ્યું છે.



# ❖ સંયમની સહચરી ગોચરી

ભગવાન મહાવીરના નિર્વાણને ૨૫૦૦ થી વધુ વર્ષ થઈ ગયાં. એમના જીવન અને સંદેશનો વિચાર કરીએ છીએ ત્યારે તીર્થંકર પરમાત્માની વાણી કેવી ત્રિકાલાબાધિત હોય છે તેની પ્રતીતિ થાય છે.

કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી તીર્થંકરો ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે. એ સંઘમાં ત્યાગી સાધુ-સાધ્વીઓના આચારના નિયમ એવા ચુસ્ત અને કડક હોય છે કે તેનું આજીવન સંપૂર્ણ પાલન કરવાનું બધાંને સહેલું નથી. આમ છતાં અઢી હજાર વર્ષથી તીર્થંકર ભગવાન મહાવીર સ્વામીનું શાસન અખંડિત પરંપરાથી ચાલ્યા કરે છે એ આપણે નજરે જોઈ શકીએ છીએ. આજે પણ જૈન મુનિઓને પોતાનું પવિત્ર જીવન જીવતા અને એક સ્થળેથી બીજા સ્થળે વિહાર કરતા આપણે જોઈએ ત્યારે ભગવાન મહાવીર કેવી રીતે વિચરતા હશે તેની પ્રતીતિ આપણને થાય છે; દિગંબર સાધુઓને જોતાં તેની સવિશેષ પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે.

દિવસમાં માત્ર એક જ વખત ઊભાં ઊભાં, હાથમાં લઈને આહારપાણી કરી લેવાં અને પછી બીજા દિવસ સુધી અન્નનો દાણો કે પાણીનું ટીપું મોઢામાં ન મૂકવું, સખત શિયાળો હોય કે ભર ઉનાળો હોય, શરીર ઉપર

એક પણ વસ્ત્ર ધારણ ન કરવું—એવી રીતે સમગ્ર જીવન વિતાવવું એ સરળ વાત નથી. દેહભાવ ઓછો થાય અને આત્મ-રમણતા વધવા લાગે તેને માટે જ આવું કપરું તપસ્વી જીવન શક્ય છે.

અઢી હજાર વર્ષથી જૈન સાધુ-સાધ્વીઓની પરંપરા પ્રતિકૂળ કે વિપરીત સંજોગોમાં પણ ટકી શકી તેનાં ઘણાં કારણોમાંનું એક કારણ તે તેઓની ગોચરી અને પાદ-વિહારની આચારસંહિતા છે. રાગદ્વેષરહિત સંયમી જીવન માટે ભગવાને પ્રબોધેલી તે અનોખી પરંપરા છે. એક સ્થળેથી બીજે સ્થળે સતત વિહાર કરતાં રહેવાને કારણે તથા રોજ જુદા જુદા વિસ્તારનાં જુદાં જુદાં ઘરોમાંથી થોડો થોડો આહાર વહોરી લાવવાને લીધે જૈન સાધુ-સાધ્વીઓને સ્થળ, સંઘ કે વ્યક્તિઓ સાથે રાગદ્વેષનાં નિમિત્તો ઓછાં રહે છે અને તેથી સમાજને તેમના પ્રત્યે પૂજ્યભાવ રહે છે.

ભગવાન મહાવીર રાજકુમાર હતા. રાજવૈભવમાં તો ઉત્તમ, સ્વાદિષ્ટ, પૌષ્ટિક એવો વિવિધ પ્રકારનો આહાર, ખાઈ શકાય તે કરતાં પણ વિપુલ પ્રમાણમાં, સ્વાધીનપણે મળે; પરંતુ એવા રાજવૈભવનો ત્યાગ કરી ભગવાન મહા-વીરે સ્વેચ્છાએ સંન્યસ્ત સ્વીકારી, એક ઘરેથી બીજા ઘરે ફરીને લુખ્ખો-સુક્કો આહાર ગ્રહણ કરવાનું ચાલુ કર્યું તે ઉપરથી જ દેહભાવ કરતાં તેમનો આત્મભાવ કેટલો ઊંચો હશે તેની પ્રતીતિ થાય છે.

ભગવાન મહાવીરે લગભગ સાડા બાર વર્ષ આવું કઠિન તપસ્વી જીવન વિતાવ્યું. સંનિષ્ઠ બ્રહ્મચર્યમય સંયમી જીવન જીવવા માટે આહારની જરૂર ઘણી ઓછી રહે છે એ ભગવાન મહાવીરે પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવ્યું. લગભગ સાડા બાર વર્ષના તપશ્ચર્યામય જીવનમાં એમણે કુલ જેટલા ટંક આહાર કર્યો એનો જો સરવાળો કરીએ તો લગભગ એક વર્ષ જેટલો સમય થાય. એટલે કે જુદા જુદા દિવસો મળીને આશરે ૧૧ વર્ષ જેટલો સમય એમણે આહાર વગર ચલાવ્યો એમ કહી શકાય. આ અત્યંત વિરલ કહી શકાય એવી સિદ્ધિ છે.

માણસનો સૌથી મોટો ઉદ્યમ ઉદરભરણને કાજે હોય છે. ઉદરપોષણ અટકે તો જીવન અટકે. એટલે જ ઉદર-પોષણ અર્થે કરાતી કમાણી માટે 'આજીવિકા' શબ્દ વપરાય છે. કેટલાક એમ માને છે કે માણસને જો પેટ ન હોત તો આ સંસારમાં ઘણી શાંતિ હોત, કારણ કે પેટ માટે માણસને ધાંધલ-ધમાલ કે ઢસરડા કરવા પડે છે તે કરવા ન પડત. બીજા કેટલાક એમ માને છે કે માણસને જો પેટ ન હોત તો કદાચ સંસારમાં બહુ કલેશ, કંકાસ, કલહ અને અશાંતિ હોત, કદાચ યુદ્ધો પણ વધુ થતાં હોત, કારણ કે પેટ માટેના ઉદ્યમમાંથી નવરો પડેલો નિશ્ચિંત માણસ ખોટી દિશામાં પોતાની બધી શક્તિ વાપરતો થયો હોત. મનુષ્યને પેટ છે માટે જ તે આટલો બધો રોકાયેલો રહે છે. એટલે જ સંસારમાં ઠીક ઠીક શાંતિ છે. વસ્તુતઃ પોતાને પેટ છે અને છતાં પેટ નથી

એમ સમજીને આહારનો જે વ્યવહાર કરે છે તેવા સંયમી માણસો સાચી શાંતિ અનુભવી શકે છે; તેઓ જ આસપાસ સાચી શાંતિ પ્રસરાવી શકે છે.

આજીવિકા માટે શું બધાંએ જ ઉદ્યમ કરવાની જરૂર છે? જો થોડાં માણસો વધુ ઉદ્યમ કરે તો બીજાં થોડાં માણસોને ઘણી રાહત રહે. બાળકો, વૃદ્ધો, અશક્ત અને માંદાઓ, કેટલેક અંશે સ્ત્રીઓ પણ આજીવિકા માટે ઉદ્યમ કરતાં નથી. કુટુંબના અન્ય સભ્યો પ્રેમ કે ફરજરૂપે તેમની દેખભાળ રાખે છે. બદલામાં તેઓ કુટુંબ માટે યથાશક્તિ અન્ય કામો કરે છે.

જે વ્યક્તિ પ્રત્યે આપણે આદર કે પૂજ્યભાવ હોય તેવી વ્યક્તિને જમાડતાં આપણને આનંદ થાય છે. સાધુ-સંતોના આહારની જવાબદારી એટલા માટે જ સમાજ સહર્ષ ઉપાડી લે છે. જે પવિત્ર આત્મા પરહિતાર્થે જીવન સમર્પિત કરી દે છે તેના નિભાવની જવાબદારી ઉપાડી લેવી એ સમાજનું પરમ કર્તવ્ય બને છે. સાધુસંતો મફતનું ખાઈને, સમાજના 'પેરેસાઈટ' બનીને જીવે છે એવી ટીકા કોઈ કરતું નથી. સાધુ-સંન્યાસીઓના સમુદાયમાં કોઈ ખોટા માણસો ભરાઈ બેઠા હોય તો તે જરૂર ટીકાને પાત્ર છે, પરંતુ તેથી સમગ્ર સમુદાયને વગોવી શકાય નહિ.

સાધુઓ, સંન્યાસીઓ, બાવાઓ, ફકીરો, વિદ્યાર્થીઓ, લોકસેવકો, અતિથિઓ, યાત્રાળુઓ, અપંગો, નિર્ધન

માણસો વગેરેને ખાવાપીવાની સગવડ પૂરી પાડવા માટે ભારતમાં બહુ પ્રાચીન કાળથી અન્નક્ષેત્રો, દાનશાળાઓ, સદાવ્રતો, ભોજનશાળાઓ વગેરેની વ્યવસ્થા વખતોવખત થતી આવી છે. સમાજ એ જવાબદારી હર્ષપૂર્વક ઉઠાવતો રહ્યો છે.

આ બધાંમાં સાધુ-સંન્યાસીને સમાજ સવિશેષ પ્રેમાદરપૂર્વક ભોજન આપતો રહ્યો છે. બીજી બાજુ સાધુ-સંન્યાસીઓ પણ કોઈ વ્યક્તિ કે સંસ્થા ઉપર બહુ બોજો ન પડે એ રીતે જુદા જુદા ઘરેથી ભિક્ષાન્ન ગ્રહણ કરતા રહે છે. 'માધુકરી', 'ભિક્ષાચરી', 'ગોચરી' જેવા શબ્દો આ પ્રથા માટે વપરાય છે. કોઈ અન્નક્ષેત્ર કે સદાવ્રતમાં જઈ જમી લેવું, રોજ જુદા જુદા ઘરે જઈ ભોજન કરી લેવું, જુદા જુદા ઘરેથી અનાજ, લોટ વગેરે માંગી લાવી પોતાને માટે રાંધી લેવું કે જુદા જુદા ઘરેથી થોડો થોડો આહાર મેળવી લાવવો—એવી પોતપોતાના ધર્મ કે સંપ્રદાય અનુસાર પરંપરા ભારતમાં ચાલી આવે છે. આ બધી પરંપરાઓમાં ભગવાન મહાવીરે પોતાના વર્ષોના સ્વાનુભવના આધારે જૈન સાધુઓ માટે 'ગોચરી'ની દોષરહિત પરંપરાની જે હિમાયત કરી તે ઘણી કડક અને વિશિષ્ટ કોટિની છે.

જૈન સાધુઓ કોઈના ઘરે જઈને ભોજન લેતા નથી કે સંઘના કોઈ રસોડે જઈ જમવા બેસતા નથી. પરંતુ પ્રત્યેક ટંકે જુદા જુદા ઘરે જઈ આહાર વહોરી લાવી,

પોતાના સ્થાનમાં આવી, કોઈ ગૃહસ્થ ન દેખે તેવી રીતે આહાર વાપરે છે. આહાર મેળવવાની તેમની પદ્ધતિને 'ગોચરી' કહેવામાં આવે છે, કારણ કે ગાય જેમ એક જ જગ્યાએથી મૂળ સુધીનું બધું ઘાસ ન ખાતાં જુદી જુદી જગ્યાએથી ઉપરઉપરથી થોડું થોડું ઘાસ ખાય છે, તેવી રીતે સાધુઓ કોઈને પણ બોજો ન પડે તે રીતે જુદી જુદી જગ્યાએથી થોડું થોડું લાવીને પોતાનો આહાર કરી લે છે.

'ગોચરી'ની જેમ 'માધુકરી' શબ્દ પણ વપરાય છે. દશવૈકાલિકસૂત્રમાં લખ્યું છે કે જેવી રીતે ભ્રમર પુષ્પને જરા પણ ઇજા પહોંચાડ્યા વગર કે પીડા કર્યા વગર રસ ચૂસે છે તેવી રીતે સાધુએ દાતાને જરા પણ કષ્ટ ન પડે તે રીતે આહાર ગ્રહણ કરવો જોઈએ. આ પ્રકારની સાધુની ચર્યાને 'એષણાસમિતિ' કહેવામાં આવે છે. જુઓ :

जहा दुमस्स पुप्फेसु भमरो आवियइ रसं ।
ण य पुप्फं किलामेइ सो य पीणेइ अप्पयं ॥
एमेए समणा मुत्ता जे लोए संति साहुणो ।
विहंगमा व पुप्फेसु दाणभत्तेसणेरया ॥

એષણાસમિતિની વ્યાખ્યા આપતાં કહેવાયું છે : કૃત, કારિત અને સમર્થન રહિત તથા પ્રાસુક, પ્રશસ્ત અને બીજા દ્વારા અપાયેલો આહાર સાધુએ સમભાવપૂર્વક ગ્રહણ કરવો એ એષણાસમિતિ છે.

સાધુએ અપ્રાસુક (સચિત્ત), ક્રીત (પોતાના માટે ખરીદાયેલો), ઔદ્દેશિક (પોતાના માટે ખાસ બનાવાયેલો) અને આહૃત (સાધુ માટે સામેથી લવાયેલો) આહાર ગ્રહણ ન કરવો જોઈએ. ભૂલથી ગ્રહણ થઈ ગયો હોય તો તેનો ઉપયોગ ન કરવો જોઈએ. ભૂલથી ઉપયોગ થઈ ગયો હોય તો તે માટે પ્રાયશ્ચિત્ત લઈ લેવું જોઈએ.

નિ:સ્વાર્થબુદ્ધિથી, કોઈ પણ પ્રકારના લોભ કે લાલચના પ્રયોજન વગર ભિક્ષા વગેરેનું દાન જે આપે છે તેને 'મુધાદાયી' કહેવામાં આવે છે. તેવી જ રીતે કોઈ પણ પ્રકારના લોભ કે લાલચના પ્રયોજન વગર માત્ર પોતાના સાધુજીવનના નિર્વાહ અર્થે જે ભિક્ષાન્ન ગ્રહણ કરે છે તેને 'મુધાજીવી' કહેવામાં આવે છે. સાચા 'મુધાદાયી' અને સાચા 'મુધાજીવી' બન્ને દુર્લભ મનાય છે. એવા દુર્લભ જીવો જલદી સુગતિ પામે છે. કહ્યું છે :

दुल्लहा उ मुहादाई, मुहाजीवी वि दुल्लहा ।
मुहादाई मुहाजीवी, दोवि गच्छंति सोग्गइं ॥

સાધુઓએ ગૃહસ્થના ઘરેથી આહાર ગ્રહણ કરતી વખતે ઘણો સૂક્ષ્મ વિચાર કરવો જોઈએ. આહાર બનાવવાની પૂર્વતૈયારીરૂપે હિંસાદિ જે દોષ થાય તેને 'ઉદ્ગમ દોષ' કહે છે. આહાર બનાવતી વખતે થતા દોષને 'ઉત્પન્ન દોષ' કહેવામાં આવે છે, અને ભોજન કરતી વખતે જે દોષો થવાનો સંભવ હોય તેને 'અશન દોષ'

કહેવામાં આવે છે. જે આહારની બાબતમાં ઉદ્ગમ, ઉત્પાદન અને અશનના પ્રકારના સ્થૂળ-સૂક્ષ્મ હિંસાદિ બહુ દોષ રહેલા હોય તેવો આહાર સાધુએ ગૃહસ્થના ઘરેથી ગ્રહણ ન કરવો જોઈએ. અભક્ષ્ય કે અગ્રાહ્ય ખાદ્ય પદાર્થોની સવિસ્તર યાદી શાસ્ત્રગ્રંથોમાં આપવામાં આવી છે.

જૈન સાધુઓએ શક્ય હોય ત્યાં સુધી દિવસમાં ફક્ત એક જ વાર આહાર લેવો જોઈએ. બીજી વાર આહાર લેવાની જરૂર પડે તો તે અત્યંત અલ્પ પ્રમાણમાં લેવો જોઈએ. તેઓએ બેતાલીસ પ્રકારના (અન્ય મતાનુસાર સુડતાલીસ પ્રકારના) દોષથી રહિત એવો આહાર માત્ર દેહને ટકાવવા ખાતર જ લેવાનો હોય છે, સ્વાદેન્દ્રિયને સંતોષવા, કે દેહને બળવાન, હૃષ્ટપુષ્ટ બનાવવા માટે નહિ. શરીર કે મનમાં વિકારો જન્માવે એવો આહાર (વિગઈ) વર્જ્ય ગણાયો છે. એથી જ તેઓ બ્રહ્મચર્યનું પાલન સારી રીતે કરી શકે છે અને સ્વાધ્યાય, ધ્યાન અને અન્ય ધાર્મિક ક્રિયાઓમાં ચિત્ત સારી રીતે પરોવી શકે છે. મિતાહારી, કૃશકાય સાધુ ધાર્મિક સંપ્રદાયની શોભારૂપ મનાય છે.

જૈન સાધુઓએ પોતાના આહારને માટે ગોચરી વહોરવા એવી રીતે જવું જોઈએ કે જેથી ગૃહસ્થોને તેમના પ્રત્યે અનાદરનો ભાવ થાય નહિ, પોતાના કે અન્ય ધર્મનાં બીજા સાધુઓ કે ભિક્ષુકોને દ્વેષ કે ઇર્ષ્યા

થાય નહિ તથા પોતાના સંયમપૂર્ણ વ્યવહારને ગોચરી માટેના આવાગમનના કારણે દોષ લાગે નહિ. ગૃહસ્થોના ઘરે એમનું ભોજન પતી ગયા પછી જો સાધુ આહાર લેવા જાય તો વધેલા આહારમાંથી ગોચરી વહોરાવતાં ગૃહસ્થોને સંકોચ થાય નહિ; એમને માથે બોજો પડે નહિ; એમનું મન પ્રસન્ન અને આદરયુક્ત રહે. જ્યાં જમણવાર (સંખડી) હોય ત્યાં સાધુએ ગોચરી વહોરવા ન જવું જોઈએ, કારણ કે ત્યાંનો આહાર ભારે સ્વાદિષ્ટ અને રસેન્દ્રિયને સતેજ કરે તેવો, મનમાં વિકારો જન્માવે તેવો હોય છે. વળી ત્યાં ગિરદી, પડાપડી કે ધસારો બહુ હોવાના કારણે સાધુ પ્રત્યે આદરભાવ સચવાય નહિ. સાધુએ ગર્ભવતી કે બાળકને સ્તનપાન કરાવતી સ્ત્રી પાસેથી ગોચરી ન વહોરવી જોઈએ. સાધુઓએ જે ઘરમાં પુરુષ વર્ગ હાજર હોય નહિ અને યુવતી કે યુવતીઓ હોય તેવા ઘરે એકલા વારંવાર જવું નહિ. અને જવું પડયું હોય તો નીચી દૃષ્ટિ રાખી ગોચરી વહોરી લેવી જોઈએ. ગોચરીને નિમિત્તે મહિલાવર્ગ સાથે વાત-વ્યવહાર ન વધે એ પ્રત્યે સાધુઓએ અત્યંત સાવધ રહેવું જોઈએ. ગોચરી તેમના સંયમિત જીવનને પોષનારી, શોભાવનારી બનવી જોઈએ, તેમને પ્રમાદી કે પતિત કરનારી નહિ. એટલા માટે સાધુઓએ રોજ જુદી જુદી દિશામાં જુદા જુદા ઘરે ગોચરી વહોરવા જવું જોઈએ, જેથી અમુક જ ઘર કે ભક્તો પ્રત્યે અનુરાગ જન્મે નહિ. 'પંચાશક' ગ્રંથમાં 'પિણ્ડવિધાન' વિશે કહ્યું છે કે જે સાધુ દોષ-

રહિત ભાતપાણી ગ્રહણ કરીને સંયમનો રાશિ એકત્ર કરે છે તે સાધુ ભવવિરહ( સંસારનો વિચ્છેદ—મોક્ષ )ને શીઘ્રપણે પ્રાપ્ત કરે છે. काउं संयमकायं सो भवविरहं लहु लहति।

સાધુએ ભિક્ષા માગવા ક્યારે જવું અને ક્યારે ન જવું, ક્યાં ક્યાં જવું અને ક્યાં ક્યાં ન જવું, કેવી રીતે જવું અને કેવી રીતે ન જવું, કેવો આહાર ગ્રહણ કરવો અને કેવો ગ્રહણ ન કરવો, ભિક્ષાન્ન તરીકે પોતાને અપાતો આહાર જોઈને મનમાં કેવા કેવા ભાવો ન આણવા, કેવા કેવા માયાચાર ન કરવા – ઇત્યાદિને લગતી વિગતવાર છણાવટ ‘આચારાંગસૂત્ર’ના બીજા ખંડમાં, ‘કલ્પસૂત્ર’માં તથા ‘પંચાશક’ આદિ અન્ય ગ્રંથોમાં કરવામાં આવી છે. સાધુઓએ સાત પ્રકારની પિંડૈષણા અને સાત પ્રકારની પાનૈષણાનું પાલન યથાશક્તિ કરવા ઉપર પણ બહુ ભાર મૂકવામાં આવ્યો છે.

પોતાનું સંયમી જીવન આત્મસાધનાર્થે ટકાવી રાખવા માટે જ આહારની જરૂર હોવાથી પારકા ઘેરથી ભિક્ષા ગ્રહણ કરતી વખતે સાધુના મનમાં દીનતાનો કે લાચારીનો ભાવ ક્યારેય આવવો ન જોઈએ. પોતાને યોગ્ય (સૂઝતો—કલ્પનીય) આહાર ન મળે તો સાધુએ શોક કે ખેદ ન કરવો જોઈએ. ક્યારેક ભૂખ્યા રહેવાનો વખત આવી પડે તો તે ક્ષુધાને, પરીષહ સમજીને, કર્મ-નિર્જરાનું નિમિત્ત સમજીને સમભાવપૂર્વક સહન કરી લેવી જોઈએ. સારો આહાર મળતાં સાધુએ હર્ષિત ન

થવું જોઈએ કે મળેલા વિવિધ પ્રકારના આહાર વિશે બીજા સાધુઓ પાસે પ્રશંસા, છણાવટ, ટીકા કે નિંદા ન કરવી જોઈએ.

જૈન સાધુઓની આહાર મેળવવાની આ કડક પરંપરા દુનિયાના બીજા કોઈ પણ ધર્મમાં જોવા મળતી નથી. સૂર્યોદય પહેલાં કે સૂર્યાસ્ત પછી જૈન સાધુઓ આહાર તો નહિ જ પરંતુ પાણી પણ પીતા નથી. તેઓ ભિક્ષા વહોરી લાવે છે તે પણ આખા દિવસની સામટી વહોરતા નથી. એક ટંકનું વધેલું ભોજન બીજા ટંક માટે રાખવાની તેમને છૂટ હોતી નથી, બલ્કે પોતાની જરૂરિયાત કરતાં હમેશાં થોડું ઓછું જ વહોરી લાવે છે, જેથી અન્ન ફેંકી દેવાનો દોષ ન લાગે. ગોચરી વહોરતી વખતે પણ જૈન સાધુઓએ વિશુદ્ધ, યોગ્ય ( સૂઝતો ) આહાર મેળવવા માટે ઘણી જ કાળજી રાખવી પડે છે. 'આચારાંગસૂત્ર', 'કલ્પસૂત્ર' અને બીજા ગ્રંથોમાં ગોચરીના ઘણા બધા કડક નિયમો દર્શાવવામાં આવ્યા છે. અલબત્ત કેટલાક નિયમો વર્તમાન સમયમાં કેટલાક સાધુઓ બરાબર પાળતા ન હોય તો તે જુદી વાત છે, પરંતુ એકંદરે તો ગોચરીની પ્રથા અખંડિત જળવાઈ રહી છે. આ પ્રથાને કારણે જ જૈન સાધુ-સાધ્વીઓનું ત્યાગમય જીવન હમેશાં આદરને પાત્ર રહ્યું છે. એટલા માટે હજારો જૈન સાધુ-સાધ્વીઓના નિર્વાહની જવાબદારી જૈન સમાજ પ્રાચીન સમયથી બહુમાનપૂર્વક ઉઠાવતો રહ્યો છે. એટલા માટે જૈન ગૃહસ્થોને

સાધુ-સાધ્વીનાં માતા-પિતા તરીકે ઓળખાવવામાં આવે છે. માટે જ સાધુ-સાધ્વી પોતાને આંગણે ગોચરી વહોરવા આવે એને શ્રદ્ધાળુ જૈનો પોતાનું પરમ સદ્ભાગ્ય સમજે છે.

સાધુ-સાધ્વીઓ માટે સંયમની સહચરી જેવી ગોચરીનો આટલો બધો મહિમા છે!



# ❁ વર્ધમાન તપની ઓળી

તપશ્ચર્યાનો મહિમા જેટલો જૈન ધર્મમાં બતાવવામાં આવ્યો છે તેટલો દુનિયાના બીજા કોઈ ધર્મમાં જોવા મળશે નહિ. ભગવાન બુદ્ધ તપશ્ચર્યાના માર્ગે ગયા; પરંતુ એ માર્ગ એમને ઘણો આકરો લાગ્યો એટલે પાછા ફર્યા અને મધ્યમ માર્ગનો ઉપદેશ આપ્યો. એમની પહેલાં ભગવાન મહાવીરે તપશ્ચર્યાનો માર્ગ અપનાવ્યો, અને એ માર્ગે તેઓ ચરમ સીમા સુધી પહોંચ્યા. એટલા માટે ભગવાન મહાવીરને આપણે 'દીર્ઘ તપસ્વી' તરીકે ઓળખાવીએ છીએ. કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્યે એટલા માટે 'સકલાર્હત્ સ્તોત્ર'માં ભગવાન મહાવીર વિશે કહ્યું છે : वीरस्य घोरं तपः ।

માણસનું મન અત્યંત ચંચલ છે. ચંચલ મન શરીરને પણ ચંચલ બનાવે છે. આંખ; નાક, જીભ અને સ્પર્શ એ ઇન્દ્રિયો દ્વારા થતા વધુ પડતા ઉપભોગથી કેવા અનર્થો થાય છે એ સૌના અનુભવની વાત છે. ઊઠતાં, બેસતાં, ખાતાં, કે વાત કરતાં માણસ જો મર્યાદા સાચવે નહિ તો તેનાં માઠાં પરિણામ ભોગવવાનો તેને વખત આવે છે. એવો વખત ન આવે એટલા માટે તે વિશે સમજવાની જરૂર છે; એટલે કે આરોગ્ય અને સામાજિક વ્યવહાર માટે પણ ઇન્દ્રિયોને સંયમમાં રાખતાં આપણે શીખવું જોઈએ. ઇન્દ્રિયોને સંયમમાં રાખવાની ક્રિયા તે તપશ્ચર્યા. બધી

ઇન્દ્રિયો એક દિવસમાં કાબૂમાં આવી જતી નથી. એ માટે સતત અભ્યાસની જરૂર પડે છે. એ અભ્યાસ એટલે પણ તપશ્ચર્યા.

જેમ ઇન્દ્રિયોને તેમ ચિત્તને પણ સંયમમાં રાખવાની જરૂર છે. કેટલાય વિચારો આપણને સતાવ્યા કરે છે. આપણો પીછો છોડતા નથી. તેનું કારણ ચિત્ત ઉપર આપણો સંયમ નથી એ છે. જેમ શરીરને તેમ ચિત્તને સંયમમાં રાખવાની ક્રિયા તે પણ તપશ્ચર્યા છે.

બધાં જ માણસો એકસરખી તપશ્ચર્યા કરી શકતાં નથી. ઉંમર, શરીરની અવસ્થા, સમયની અનુકૂળતા, ઘરનું વાતાવરણ, વ્યવસાયની ચિંતા, ચિત્તની શક્તિ વગેરે પ્રમાણે દરેક માણસની તપશ્ચર્યા કરવાની શક્તિ જુદી જુદી હોય છે. કોઈ ઉપવાસ કરી શકે; કોઈ એકાસણું કરી શકે; કોઈ આયંબિલ કરી શકે; કોઈ એક જગ્યાએ બેસી ક્રિયાકાંડ કરી શકે; કોઈ સ્વાધ્યાય કરી શકે; કોઈ જપ કરી શકે; કોઈ ધ્યાન ધરી શકે. કોઈક માણસો એક કરતાં વધારે પ્રકારની તપશ્ચર્યા એક સાથે કરી શકે અને એમાં પણ શક્તિ વધતાં આગળ વધી શકે. ભગવાન મહાવીર ઉપવાસ કરતાં કરતાં છ મહિનાના ઉપવાસ સુધી પહોંચી શકયા. તેઓ આંખનું મટકું માર્યા વિના, ખુલ્લી આંખે લાંબા સમય સુધી ધ્યાનમાં મગ્ન રહી શકતા.

જૈન ધર્મમાં આરાધના કરવા માટે કોઈ પણ વ્યક્તિનો અનાદર નથી કે કોઈ પણ વ્યક્તિની અપાત્રતા ગણી નથી. ગમે તે માણસ ગમે ત્યારે ગમે ત્યાંથી આરાધના શરૂ કરી શકે છે. નવકારશીથી બે-ત્રણ મહિનાના ઉપવાસ સુધી માણસ પહોંચી શકે છે. જેનાથી ભૂખ્યા ન રહેવાતું હોય તે ખાવાની વાનગીઓ ઓછી કરી શકે છે. મનમાં તપશ્ચર્યા કરવાનો ભાવ અને ઉત્સાહ હોય તો તપશ્ચર્યાના અનેક રસ્તા છે. શાસ્ત્રોમાં તપશ્ચર્યાના મુખ્ય બાર પ્રકાર બતાવ્યા છે : અનશન વગેરે છ પ્રકારની બાહ્ય તપશ્ચર્યા અને પશ્ચાત્તાપ વગેરે છ પ્રકારની આભ્યંતર તપશ્ચર્યા.

કોઈકને પ્રશ્ન થાય છે કે ભગવાને દુનિયામાં ખાવા-પીવાની આટલી બધી સગવડ આપી તો ખાઈ-પીને લહેર કરવાને બદલે હાથે કરીને શરીરને કે મનને કષ્ટ કેમ આપવું? જેઓ જૈન ધર્મના હાર્દને સમજતા નથી તેઓ આ પ્રશ્ન કરે એ સ્વાભાવિક છે. વસ્તુતઃ મોક્ષપ્રાપ્તિ એ જો આપણું અંતિમ ધ્યેય હોય અને સંપૂર્ણ કર્મક્ષય વિના મોક્ષપ્રાપ્તિ નથી એ જો આપણને બરાબર સમજાઈ ગયું હોય અને શ્રદ્ધાપૂર્વક નજર સમક્ષ તે વાત જો સતત રહ્યા કરે તો આવો પ્રશ્ન થાય જ નહિ. ભગવાને ખાવાપીવાની આટલી બધી સગવડ કરી છે એવો ભ્રામક ખ્યાલ તેઓના મનમાં પછી નહિ રહે. ખાવું પડે છે એ જીવની લાચારી છે; અનાદિની પડેલી ટેવ છે. અનાહારીપણું

એ જ આત્માનો સાચો સ્વભાવ છે. આહારથી કર્મ બંધાય છે. તપશ્ચર્યાથી કર્મનો ક્ષય થાય છે. વળી તપશ્ચર્યાથી ઇન્દ્રિયો ઉપર સંયમ આવે છે અને સંયમથી નવાં કર્મ ઓછાં બંધાય છે; પરંતુ જીવની મોહદશાને કારણે મોક્ષપ્રાપ્તિનું અંતિમ ધ્યેય અને એ માટેના ઉપાયોની વિચારણા એની નજર સામેથી ખસી જાય છે. માટે જ ઇન્દ્રિયોના અલ્પજીવી સુખને એ સનાતન સુખ માનવા લાગે છે.

બાહ્ય પ્રકારની તપશ્ચર્યામાં 'રસત્યાગ'ની તપશ્ચર્યા પણ ઘણી અગત્યની છે. રસત્યાગ એટલે સ્વાદનો ત્યાગ; એટલે કે લૂખો આહાર. રસેન્દ્રિય ઉપર સંયમ મેળવ્યા વગર રસત્યાગ સહેલો નથી. આયંબિલ ( આચામ્લ-આંબેલ ) રસત્યાગના પ્રકારની તપશ્ચર્યા છે. આયંબિલ કરનારે દિવસમાં ફક્ત એક જ વાર, એક આસને બેસી ઘી-તેલ, ખાંડ, ગોળ ઇત્યાદિ સ્નિગ્ધ પદાર્થો વગર અને સ્વાદેન્દ્રિયને ઉત્તેજનાર એવા મસાલા વગરનો લૂખો આહાર લેવાનો હોય છે. આયંબિલ કરતાં ઉપવાસ કઠિન છે, કારણ કે ઉપવાસમાં બિલકુલ આહાર લેવાનો નથી; પરંતુ કેટલાંકને ઉપવાસ કરવો સહેલો લાગે છે, પણ આયંબિલ એટલું સહેલું લાગતું નથી, કારણ કે ન ભાવતું ભોજન કરવા માટે રસેન્દ્રિય ઉપર અસાધારણ સંયમની જરૂર છે.

સળંગ નવ દિવસ સુધી આયંબિલ કરવાની તપ-શ્ચર્યાને આયંબિલની ઓળી (આવલી—એટલે હારમાળા;

નવ દિવસની હાર ) કહેવામાં આવે છે. ચૈત્ર મહિનામાં અને આસો મહિનામાં એમ વર્ષમાં બે વાર આયંબિલની ઓળીનો ઉત્સવ આવે છે. પર્વમાં તે શ્રેષ્ઠ મનાય છે. વળી તે શાશ્વત પર્વ મનાય છે. ઓળીના નવ દિવસને અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ—એમ નવ પદ સાથે જોડવામાં આવે છે, અને રોજેરોજ એક એક પદની આરાધના, નિશ્ચિત કરેલાં ખમાસણાં, લોગસ્સના કાઉસગ્ગ, એ પદના જપની નવકારવાળી, સાથિયા વગેરે વિધિ સાથે કરવામાં આવે છે.

આયંબિલ કરવા સાથે જે જુદા જુદા પ્રકારની તપશ્ચર્યા થાય છે તેમાં એક ઘણી આકરી અને ધીરજની ભારે કસોટી કરનારી લાંબા સમયની મોટી તપશ્ચર્યા તે વર્ધમાન તપની ઓળી છે. વર્ધમાન એટલે વધવું. જેમ જેમ સમય જાય તેમ તેમ તપ વધતું જાય એવું તપ તે વર્ધમાન તપ. આ તપમાં મુખ્ય આયંબિલ છે અને સાથે ઉપવાસ હોય છે. એમાં એક આયંબિલની ઓળીથી ક્રમે ક્રમે વધતાં વધતાં સો આયંબિલની ઓળી સુધી પહોંચવાનું હોય છે. આ તપ કરનારે પ્રથમની પાંચ ઓળી એક સાથે કરવાની હોય છે. એક આયંબિલ અને એક ઉપવાસ, પછી બે આયંબિલ અને એક ઉપવાસ, ત્રણ આયંબિલ અને એક ઉપવાસ, ચાર આયંબિલ અને એક ઉપવાસ અને પાંચ આયંબિલ અને એક ઉપવાસ – એ રીતે એક સાથે સળંગ વીસ દિવસ સુધીમાં કુલ પંદર આયં-

બિલ અને પાંચ ઉપવાસ કરવાનાં હોય છે. ત્યારપછી શક્તિ, રુચિ અને અનુકૂળતા પ્રમાણે કાં તો તરત અથવા થોડા દિવસ પછી, છ આયંબિલ અને એક ઉપવાસ કરવાના હોય છે. એમ કરતાં અનુકૂળતા પ્રમાણે અનુક્રમે સો આયંબિલ અને એક ઉપવાસ સુધી પહોંચવાનું હોય છે. આમ, વર્ધમાન તપની આયંબિલની ઓળીમાં કુલ ૫૦૫૦ આયંબિલ અને સો ઉપવાસ કરવાના આવે છે. બે ઓળી વચ્ચે અંતર રાખી શકાય છે, પરંતુ નાની-મોટી ઓળીમાં વચ્ચે ખાડો પાડી શકાય નહિ. પડે તો ફરીથી તે કરવી પડે. બે ઓળી વચ્ચે એક પણ દિવસનો ખાડો પાડ્યા વગર સળંગ આયંબિલ અને ઉપવાસની સતત તપશ્ચર્યા કરે તો પણ માણસને સો ઓળીની આ તપશ્ચર્યા પૂરી કરતાં ૫૧૫૦ દિવસ એટલે કે ચૌદ વર્ષ કરતાં વધુ સમય લાગે. બે ઓળી વચ્ચે છૂટના જેમ વધારે દિવસ પસાર થાય તેમ એ તપશ્ચર્યા લંબાય, ક્યારેક વીસ–પચીસ વર્ષ પણ થાય. લાખો માણસોમાં કોઈક વિરલ માણસો જ આટલાં બધાં વર્ષ ધીરજપૂર્વક આ તપશ્ચર્યા કરી શકે. પરંતુ એવી દીર્ઘકાલીન તપશ્ચર્યા કરનારાં માણસો આજે પણ વિદ્યમાન છે એ આનંદની વાત છે.

આ તપશ્ચર્યા કરનારે પણ રોજ જિનપૂજન, દેવવંદન, પડિલેહણ, ગુરુવંદન, પ્રતિક્રમણ વગેરે આવશ્યકાદિ ક્રિયાઓ યથાશક્તિ કરવાની હોય છે. સાથે નવ પદમાંથી અરિહંતપદ, સિદ્ધપદ કે તપપદમાંથી કોઈ પણ એક પદનું

રોજ ખમાસમણાં, કાઉસગ્ગ, નવકારવાળી, સાથિયા વગેરે વિધિ સાથે યથાશક્તિ આરાધન કરવાનું હોય છે.

વર્ધમાન તપની ઓળીની આરાધના જો શુદ્ધ અને શુભ ભાવથી કરવામાં આવી હોય તો એથી ઐહિક જીવનમાં શુભ કાર્યોમાં વિઘ્નો કે અંતરાયો દૂર થાય છે, પણ એથી મોટામાં મોટો લાભ તો એ છે કે આ આરાધનાથી તીર્થંકર નામકર્મ બંધાય છે.

કેટલાક જીવોને બાહ્ય તપશ્ચર્યા કઠિન લાગે છે તો કેટલાકને આભ્યંતર તપશ્ચર્યા. વસ્તુતઃ બંને પ્રકારની તપશ્ચર્યાની જરૂર છે. માણસ ઉપવાસ, આયંબિલ કરે અને સાથે ક્રોધ પણ એટલો કરે તે બરાબર નથી. તેમ સામાયિક, પ્રતિક્રમણ, સ્વાધ્યાય, ધ્યાન ઇત્યાદિ કરે અને સાથે ભક્ષ્યાભક્ષ્ય ખાવાપીવાના અને નાટક–નાચગાનના એટલા જ જલસા કરે તે પણ બરાબર નથી; પરંતુ એટલા માટે તપશ્ચર્યા કરનારે તપશ્ચર્યા કરતાં અટકી જવાનું નથી. બાહ્ય કે આભ્યંતર તપથી ઇન્દ્રિયો પર અને ચિત્ત ઉપર સંયમ આવે એ જ પ્રથમ અગત્યની વસ્તુ છે. તપશ્ચર્યા કરનાર યંત્રવત્ તપશ્ચર્યા કરે તો એનામાં જડતા કે ભાવશૂન્યતા આવી જાય એવો સંભવ રહે છે. તપશ્ચર્યા કરનાર માત્ર લૌકિક ફળ માટે, સાંસારિક લાભો માટે તપશ્ચર્યા કરે એવું પણ કેટલીક વાર બને છે. વસ્તુતઃ તપશ્ચર્યા કરનારમાં ક્રોધ, માન વગેરે કષાયો ક્રમે ક્રમે ઘટતા જવા જોઈએ, સાંસારિક વાસનાઓ દૂર થતી જવી જોઈએ,

અને ક્ષમાનો ભાવ વધતો જવો જોઈએ. એમ થાય તો જ તપશ્ચર્યાથી કર્મની નિર્જરાનો હેતુ સિદ્ધ થાય અને મોક્ષમાર્ગ તરફ પ્રગતિ થાય.

એટલા માટે જ દુનિયાના બીજા ધર્મો કરતાં જૈન ધર્મમાં તપશ્ચર્યાનો મહિમા સૌથી વધુ બતાવવામાં આવ્યો છે. માટે જ જૈન ધર્મના હાર્દને અને તપશ્ચર્યાના રહસ્યને જે સમજે છે તે તપશ્ચર્યાનો ક્યારેય વિરોધ કરતા નથી, બલ્કે તપશ્ચર્યાની અનુમોદના કરે છે, કારણ કે અનુમોદના એ પણ તપશ્ચર્યાના માર્ગે જવાનું એક પગથિયું છે.



# પર્વાધિરાજ પર્યુષણ–૧

અનેક માણસો જ્યારે પોતાના આનંદને સામુદાયિક રીતે વ્યક્ત કરે છે ત્યારે તેમાંથી ઉત્સવ કે પર્વનું નિર્માણ થાય છે. મનુષ્ય ઉત્સવપ્રિય પ્રાણી છે, માટે જ કહેવાય છે : उत्सवप्रियाः खलु मनुष्याः ।

માનવજાતે કુટુંબ, રાષ્ટ્ર, વિશ્વ, જન્મ, નિવૃત્તિ, અવસાન, આરંભ, પૂર્ણાહુતિ, સંસ્થાઓ, ઋતુઓ ઇત્યાદિ ઘણા વિષયોને અનુલક્ષીને ઉત્સવોનું નિર્માણ કર્યું છે. તેમાં ધર્મ, ધર્મપુરુષો, ધર્મપ્રસંગો ઇત્યાદિને અનુલક્ષીને સૌથી વધુ ઉત્સવોની યોજના થઈ છે. સંદર્ભો બદલાતાં કેટલાક વ્યક્તિલક્ષી, સામાજિક કે રાજકીય ઉત્સવો કાલ-ગ્રસ્ત થાય છે. ધાર્મિક ઉત્સવો પ્રમાણમાં વધુ ચિરકાલીન હોય છે.

જૈનો જે વિવિધ ધાર્મિક પર્વોની ઊજવણી કરે છે તેમાં સૌથી મોટું પર્વ તે પર્યુષણ છે. ‘પજુસણ’ કે ‘પજોષણ’ એવા તદ્‌ભવ નામથી સામાન્ય લોકોમાં તે વિશેષ પ્રચલિત છે. સૌથી મોટું એ પર્વ હોવાથી પર્વ-શ્રેષ્ઠ, પર્વશિરોમણિ, પર્વાધિરાજ તરીકે, લોકોત્તર પર્વ તરીકે તે ઓળખાય છે.

પર્વ એટલે આનંદ અને ઉલ્લાસ. જેવું પર્વ અને જેવો એનો મહિમા તેવી એની ઊજવણી. કેટલાંક પર્વોમાં

સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરવા દ્વારા, વિધવિધ વાનગીઓના ઉપભોગ વડે, પરસ્પર મિલન અને શોભાયાત્રા વડે આનંદ વ્યક્ત થતો હોય છે, તો કેટલાંક પર્વોમાં ધાર્મિક અનુષ્ઠાનો, વિધિવિધાનો, એકટાણું, ઉપવાસ, ત્યાગ-તપશ્ચર્યા, દાન અને દયા, સાદાઈ અને નિરાડંબર વગેરે દ્વારા આનંદ વ્યક્ત થતો હોય છે. પર્વનો મહિમા લોકહૃદયમાં કેવો અને કેટલો છે તે એ દિવસની લોકોની પ્રવૃત્તિ પરથી જાણી શકાય છે.

'પર્યુષણ' શબ્દ સંસ્કૃત છે, સાચો શબ્દ છે 'પર્યુષણા;' સંસ્કૃત परि + उषणा (उषन्) પરથી તે આવેલો છે. એનો અર્થ થાય છે સમસ્ત પ્રકારે વસવું અર્થાત્ એક સ્થળે સારી રીતે રહેવું. ચોમાસા દરમિયાન આ પર્વ આવે છે. પરંતુ સાધુઓને માટે તો સમસ્ત ચાતુર્માસને લક્ષમાં રાખીને આ શબ્દ પ્રયોજાયો હશે, કારણ કે સાધુ-સંતોએ ચાતુર્માસ દરમિયાન એક જ સ્થળે સ્થિર વસવાટ કરી ધર્મની આરાધના કરવાની હોય છે. 'પર્યુષણા' શબ્દનો લાક્ષણિક અર્થ એ છે કે આ પર્વ દરમિયાન માણસે આત્માની સમીપ જઈને વસવાનું હોય છે, એટલે કે આધ્યાત્મિક પ્રવૃત્તિ તરફ વળવાનું હોય છે.

શ્રાવણ મહિનાના અંતના અને ભાદરવા મહિનાના આરંભના એમ મળી આઠ દિવસનું આ પર્વ છે. એટલા માટે પર્યુષણને 'અઠ્ઠાઈ મહોત્સવ' તરીકે પણ ઓળખવામાં આવે છે. આ પર્વ દરમિયાન ઇન્દ્ર વગેરે દેવતાઓ

નંદીશ્વર દ્વીપમાં જઈને શાશ્વત જિનમંદિરોમાં અઠ્ઠાઈ મહોત્સવ ઊજવે છે, એમ શાસ્ત્રોમાં કહેવાયું છે.

પર્યુષણ પર્વ એ ત્યાગ અને તપશ્ચર્યાનું પર્વ છે. દુનિયાના અન્ય કોઈ ધર્મમાં જોવા ન મળે એટલી કઠિન તપશ્ચર્યા જૈનોમાં આ પર્વ દરમિયાન જોવા મળે છે. ગામેગામ જ્યાં જ્યાં જૈનોની વસતિ હોય છે ત્યાં કેટલાંયે માણસો એવાં મળશે કે જે પર્યુષણના આઠેય દિવસ ઉપવાસ કરતાં હોય. આઠ દિવસ સુધી અન્નનો દાણો પણ મોઢામાં નાખ્યા વગર તપશ્ચર્યા અને ધાર્મિક ક્રિયાઓ કરવી એ જેવુંતેવું વ્રત નથી. કેટલાંક શક્તિવાળાં સ્ત્રી-પુરુષો બાર, સોળ, એકવીસ, ત્રીસ, પિસ્તાલીસ દિવસના ઉપવાસ કરે છે. કોઈક વાર સાઠ-પાંસઠ દિવસના ઉપવાસ પણ થાય છે. જેમનાથી વધુ ઉપવાસ ન થાય તે ચાર, ત્રણ, બે કે છેવટે પર્વના છેલ્લા દિવસનો–સંવત્સરીનો એક ઉપવાસ કરે છે, ઉપવાસ ન થાય તો એકાસણું–એકટાણું કરે છે.

પર્યુષણ એ દાન અને દયાનું પણ પર્વ છે. દુનિયાના અર્થશાસ્ત્રીઓ કહે છે કે જૈન સમાજ દાનમાં જેટલો પૈસો ખર્ચે છે, તેટલો વ્યક્તિદીઠ સરેરાશે ભાગ્યે જ બીજો કોઈ સમાજ ખર્ચતો હશે. એ દાનની સૌથી મોટી પ્રવૃત્તિ પર્યુષણ દરમિયાન થાય છે. અનુકંપાદાન, સુપાત્ર-દાન અને અભયદાન–એમ ત્રિવિધ પ્રકારે એ પ્રવૃત્તિ થાય છે. અભયદાન એ સૌથી શ્રેષ્ઠ દાન છે. દયા, વિશેષતઃ

જીવદયા એ જૈનોના લોહીમાં છે. વ્યક્તિગત રીતે કેટલાંકનું વર્તન અપૂર્ણ, અણસમજવાળું કે વિપરીત હોય તેથી સમસ્ત સમાજને દોષ દઈ શકાતો નથી.

પર્યુષણ પર્વ એ ઘણું પ્રાચીન પર્વ છે. શાસ્ત્રોમાં વર્ણન આવે છે તે પ્રમાણે ભગવાન મહાવીર સ્વામી જ્યારે રાજગૃહી નગરીમાં પધાર્યા હતા ત્યારે મગધના રાજા શ્રેણિકે ભગવાન મહાવીરને પર્યુષણ પર્વ વિશે પ્રશ્નો પૂછ્યા હતા. પર્યુષણ પર્વની આરાધના સારામાં સારી રીતે કોણે કરેલી એવા પ્રશ્નના જવાબમાં ભગવાને કહેલું કે ભૂતકાળમાં ગજસિંહ નામના રાજાએ એવી સરસ આરાધના કરેલી જેથી તે પૂર્વમહાવિદેહક્ષેત્રમાં તીર્થંકર-પદ પામી મુક્તિપદ પ્રાપ્ત કરશે.

પર્યુષણ પર્વ એ સંયમ અને સાધનાનું પર્વ છે. એ માટે શાસ્ત્રોમાં અગિયાર દ્વારે આરાધના કરવાનું ફરમાવ્યું છે. જિનપૂજા, ચૈત્ય-પરિપાટી (આસપાસનાં જિનમંદિરોમાં જઈ જિનેશ્વર ભગવંતને દ્રવ્ય અને ભાવથી નમસ્કાર કરવા), સાધુસંતોની ભક્તિ, સંઘમાં પ્રભાવના, જ્ઞાનની આરાધના, સાધર્મિક વાત્સલ્ય, 'કલ્પસૂત્ર' સાંભળવું, તપશ્ચર્યા કરવી, જીવોને અભયદાન આપવું, સાંવત્સરિક પ્રતિક્રમણ કરવું, પરસ્પર ક્ષમાપના કરવી—એમ અગિયાર પ્રકારે આ આરાધના કરવાની હોય છે. એ આરાધના વધુ દીપી ઊઠે એ માટે બ્રહ્મચર્યનું પાલન કરવું, દાન દેવું, દયા પાળવી, પાપકર્મ થાય તેવાં કાર્યોનો ત્યાગ

કરવો, અશુભ વચનો ન બોલવાં, સામાયિક, પ્રતિક્રમણ, પોષધ વગેરે વ્રતક્રિયા કરવાં, ગુરુ મહારાજની ઉપદેશ-વાણી સાંભળવી, ભગવાન મહાવીરનાં માતાએ સ્વપ્નમાં જોયેલી ચૌદ વસ્તુઓનો—ચૌદ સુપનનો—મહોત્સવ કરવો વગેરે આવશ્યક મનાયાં છે.

આ પર્વ દરમિયાન મસ્તકે લોચ કરવો (એટલે માથા અને મોઢા પરના વાળ હાથથી ખેંચીને કાઢી નાખવા), ઓછામાં ઓછું અઠ્ઠમ (ત્રણ દિવસના ઉપ-વાસ)નું તપ કરવું, 'કલ્પસૂત્ર' વાંચવું, સાંવત્સરિક પ્રતિક્રમણ કરવું અને માંહોમાંહે ક્ષમાપના કરવી એ સાધુ-ઓનાં કર્તવ્ય મનાયાં છે.

અન્ય દિવસ કરતાં પર્વના દિવસે કરેલી ધર્મારાધના વિશેષ ફલવતી માનવામાં આવે છે. પર્વના દિવસે કરેલું પાપ પણ મોટું અને માણસને ભયંકર કર્મબંધનમાં મૂકી દેનારું મનાય છે. જેમ તીર્થને માટે તેમ પર્વને માટે (અને પર્વને પણ જંગમ તીર્થ જ કહેવામાં આવે છે) પણ સાચું છે કે :

अन्य दिने कृतं पापं पर्वदिने विनश्यति ।
पर्वदिने कृतं पापं वज्रलेपो भविष्यति ॥

એટલા માટે પર્યુષણ પર્વ એ પુણ્યના પોષણનું અને પાપના પ્રતિક્રમણનું પર્વ છે; દૈવી સંપત્તિના સર્જનનું અને આસુરી સંપત્તિના વિસર્જનનું પર્વ છે. કવિ શ્રી

જ્ઞાનવિમલસૂરિએ 'પર્યુષણમહાપર્વમાહાત્મ્યની સજ્ઝાય'-માં કહ્યું છે :

> પુણ્યની પોષણા, પર્વ પર્યૂષણા
> આવિયાં ઇણિ પરે જાણિયે એ;
> હિયડલે હર્ષ ધરી, છટ્ઠ અટ્ઠમ કરી,
> ઓચ્છવે કલ્પ ઘર આણિયે એ.

જૈન માન્યતા પ્રમાણે માણસનો આયુષ્યબંધ કેટલીક વાર પર્વના દિવસે પડતો હોય છે. એક જન્મ પૂરો થતાં અન્ય જન્મમાં માણસ શું થવાનો છે (મનુષ્ય, દેવ, તિર્યંચ કે નારક) તે જે ક્ષણે નક્કી થાય છે તેને આયુષ્યનો બંધ કહેવામાં આવે છે. આથી પર્વના દિવસે મન, વચન અને કાયાની શુદ્ધિથી કરેલી આધ્યાત્મિક આરાધના માણસને ભવાન્તરમાં ઉત્તમ ગતિ અપાવે છે, ત્વરિત મુક્તિ અપાવે છે, જ્યારે પર્વના દિવસે કરેલી પાપપ્રવૃત્તિ માણસને જન્માંતરમાં ભયંકર દુર્ગતિમાં ઘસડી જાય છે.

પર્યુષણ એ મૈત્રી અને ક્ષમાનું પર્વ છે. પર્યુષણનો છેલ્લો દિવસ સંવત્સરી તરીકે જાણીતો છે. એ દિવસે તમામ જૈનો એકબીજાને 'મિચ્છામિ દુક્કડં' કહી ક્ષમા માગે છે, અને ક્ષમા આપે છે. ક્ષમાથી વૈરવૃત્તિ શમે છે, ક્રોધ અને અહંકારને સ્થાને મૈત્રી અને નમ્રતા વિકસે છે. એથી જગતમાં પ્રેમ અને શાંતિ પથરાય છે.

જૈનોનો એક વર્ગ જે દિગંબરના નામે ઓળખાય છે તે પોતાનાં પર્યુષણ જુદાં ઊજવે છે. સંવત્સરીના આ

દિવસ પછી બીજા દિવસથી તેઓ આ પર્વ દસ દિવસ ઊજવે છે. માટે તેને 'દસ લક્ષણી' કહેવામાં આવે છે. ક્ષમા, માર્દવ, આર્જવ, ત્યાગ, સંયમ, તપ, સત્ય, શૌચ, અકિંચનતા અને બ્રહ્મચર્ય—એ દસ પ્રકારના યતિધર્મને લક્ષમાં રાખી આ પર્વ ઉજવાતું હોવાથી તેને 'દસ લક્ષણી' કહેવામાં આવે છે.

પર્વોની ઊજવણી સાથે એની ફલશ્રુતિ સંકળાયેલી હોય છે. પર્યુષણ પર્વ સાથે કોઈ ભૌતિક સુખ, આકાંક્ષા, અભિલાષાની નહિ પણ આધ્યાત્મિક સિદ્ધિની ફલશ્રુતિ રહેલી છે. એથી જ પર્યુષણ પર્વ એ ત્યાગ અને સંયમ, દાન અને દયા, પ્રાયશ્ચિત્ત અને પ્રતિક્રમણ, મૈત્રી અને ક્ષમા, તપ અને સમતા, ભક્તિ અને ભાવના દ્વારા, આત્મનિરીક્ષણ અને આત્મસંશોધન દ્વારા આત્માનો પ્રકાશ પ્રાપ્ત કરી મુક્તિના પંથે વિચરવાનું અમોઘ પર્વ છે—પર્વાધિરાજ છે.



# પર્વાધિરાજ પર્યુષણ–૨

એક ઋતુચક્ર પૂરું થતાં વર્ષ પૂરું થાય છે. વર્ષ નવું પણ ઘટમાળ જૂની, એવો જીવનક્રમ ઘણાંનો હોય છે. પ્રત્યેક નવા વર્ષે નવી પ્રેરણા, નવું ચેતન અને નવો ઉત્સાહ દાખવનારાં, ઉત્તરોત્તર અધિક સિદ્ધિ પ્રાપ્ત કરનારાં મનુષ્યો પણ ઓછાં નથી હોતાં. ઘટનાક્રમ જૂનો હોય પણ તેમાંથી પસાર થવામાં અભિનવતા અનુભવાતી હોય, પર્વ એનું એ હોય પણ એની આરાધનામાં વધુ તાઝગી, વધુ ઉત્સાહ અને વધુ શક્તિ અનુભવાતી હોય એ પણ એક સદ્ભાગ્ય છે. કોઈક આધુનિક બુદ્ધિવાદીને પ્રશ્ન થાય કે એની એ વાતમાં ફરીથી કેમ રસ પડે? પણ શાસ્ત્રકારોએ કહ્યું છે કે જેમ જેમ ભોજનમાં, ઔષધમાં, અધ્યયનમાં પુનરુક્તિ એ દોષ નથી પણ ગુણ છે, તેમ પર્વની આરાધનામાં પણ પુનરુક્તિ એ દોષ નથી, બલ્કે ઇષ્ટ અનિવાર્યતા છે.

'પર્વન્' શબ્દના વિવિધ અર્થ થાય છે. એમાં મુખ્ય અર્થ છે 'પવિત્ર દિવસ' અથવા 'તહેવાર'. (બીજા અર્થો છે : 'પર્વ' એટલે ગ્રંથનો ભાગ; 'પર્વ' એટલે શેરડીનો બે ગાંઠા વચ્ચેનો ભાગ). સ્વ. પૂ. સાગરાનંદસૂરિજીએ તો, 'પર્વ' અને 'તહેવાર' વચ્ચે પણ ભેદ દર્શાવતાં કહ્યું છે કે કોઈ એક ઘટના કે વસ્તુનું મહત્ત્વ દર્શાવવા

દિવસ પછી બીજા દિવસથી તેઓ આ પર્વ દસ દિવસ ઊજવે છે. માટે તેને 'દસ લક્ષણી' કહેવામાં આવે છે. ક્ષમા, માર્દવ, આર્જવ, ત્યાગ, સંયમ, તપ, સત્ય, શૌચ, અકિંચનતા અને બ્રહ્મચર્ય—એ દસ પ્રકારના યતિધર્મને લક્ષમાં રાખી આ પર્વ ઉજવાતું હોવાથી તેને 'દસ લક્ષણી' કહેવામાં આવે છે.

પર્વોની ઊજવણી સાથે એની ફલશ્રુતિ સંકળાયેલી હોય છે. પર્યુષણ પર્વ સાથે કોઈ ભૌતિક સુખ, આકાંક્ષા, અભિલાષાની નહિ પણ આધ્યાત્મિક સિદ્ધિની ફલશ્રુતિ રહેલી છે. એથી જ પર્યુષણ પર્વ એ ત્યાગ અને સંયમ, દાન અને દયા, પ્રાયશ્ચિત્ત અને પ્રતિક્રમણ, મૈત્રી અને ક્ષમા, તપ અને સમતા, ભક્તિ અને ભાવના દ્વારા, આત્મનિરીક્ષણ અને આત્મસંશોધન દ્વારા આત્માનો પ્રકાશ પ્રાપ્ત કરી મુક્તિના પંથે વિચરવાનું અમોઘ પર્વ છે—પર્વાધિરાજ છે.



# પર્વાધિરાજ પર્યુષણ–૨

એક ઋતુચક્ર પૂરું થતાં વર્ષ પૂરું થાય છે. વર્ષ નવું પણ ઘટમાળ જૂની, એવો જીવનક્રમ ઘણાંનો હોય છે. પ્રત્યેક નવા વર્ષે નવી પ્રેરણા, નવું ચેતન અને નવો ઉત્સાહ દાખવનારાં, ઉત્તરોત્તર અધિક સિદ્ધિ પ્રાપ્ત કરનારાં મનુષ્યો પણ ઓછાં નથી હોતાં. ઘટનાક્રમ જૂનો હોય પણ તેમાંથી પસાર થવામાં અભિનવતા અનુભવાતી હોય, પર્વ એનું એ હોય પણ એની આરાધનામાં વધુ તાઝગી, વધુ ઉત્સાહ અને વધુ શક્તિ અનુભવાતી હોય એ પણ એક સદ્‌ભાગ્ય છે. કોઈક આધુનિક બુદ્ધિવાદીને પ્રશ્ન થાય કે એની એ વાતમાં ફરીથી કેમ રસ પડે? પણ શાસ્ત્રકારોએ કહ્યું છે કે જેમ જેમ ભોજનમાં, ઔષધમાં, અધ્યયનમાં પુનરુક્તિ એ દોષ નથી પણ ગુણ છે, તેમ પર્વની આરાધનામાં પણ પુનરુક્તિ એ દોષ નથી, બલ્કે ઇષ્ટ અનિવાર્યતા છે.

'પર્વન્' શબ્દના વિવિધ અર્થ થાય છે. એમાં મુખ્ય અર્થ છે 'પવિત્ર દિવસ' અથવા 'તહેવાર'. (બીજા અર્થો છે: 'પર્વ' એટલે ગ્રંથનો ભાગ; 'પર્વ' એટલે શેરડીનો બે ગાંઠા વચ્ચેનો ભાગ). સ્વ. પૂ. સાગરાનંદસૂરિજીએ તો, 'પર્વ' અને 'તહેવાર' વચ્ચે પણ ભેદ દર્શાવતાં કહ્યું છે કે કોઈ એક ઘટના કે વસ્તુનું મહત્ત્વ દર્શાવવા

કોઈ એક દિવસ સાથે એને જોડી દેવાય તે તહેવાર, અને દર મહિને ચાર મહિને કે વર્ષે નિયમિતપણે, સામુદાયિક આરાધના સાથે જે ઉજવાય તે પર્વ. મહાવીર જયંતી કે ગાંધી જયંતી એ તહેવાર છે અને જ્ઞાનપંચમી કે પર્યુષણા એ પર્વ છે. અલબત્ત, વ્યવહારમાં 'તહેવાર' અને 'પર્વ' એ બંને શબ્દો એકબીજાના પર્યાય તરીકે વપરાય છે.

'પર્યુષણા' (પરિ + ઉષન્) શબ્દનો અર્થ થાય છે સારી રીતે સ્થિર થવું. વર્ષાવાસ દરમિયાન સ્થૂલ રીતે સ્થિર થવા ઉપરાંત આત્મામાં સ્થિર થવા ઉપર વિશેષ ભાર આ આધ્યાત્મિક પર્વમાં મૂકવામાં આવ્યો છે. જીવદયા, દાન, બ્રહ્મચર્ય, અઠ્ઠમ વગેરે પ્રકારની તપશ્ચર્યા, સામાયિક, પ્રતિક્રમણ, પૌષધવ્રત, જિનપૂજા, ગુરુવંદના, સાધર્મિક વાત્સલ્ય, શ્રુતશ્રવણાદિ જ્ઞાનારાધના, ચૈત્યપરિપાટી ઇત્યાદિ વિવિધ પ્રકારે આ પર્વની આરાધના કરવાની હોય છે. એટલે જ કહેવાય છે કે 'પુણ્યનાં પોષણાં, પર્વ પર્યુષણાં.'

શ્રાવણ મહિનો એટલે પર્વોનો મહિનો. વર્ષાઋતુમાં જ્યારે ઘણોખરો વરસાદ પડી ચૂક્યો હોય, ખેતીમાં કામે લાગેલાં માણસો જ્યારે લગભગ નિવૃત્ત થઈ ગયેલાં હોય, સફર માટે સાગરનું વાતાવરણ સાનુકૂળ બની ગયું હોય, નદી કે નાળાંનાં પૂર ઓસરી ગયાં હોય, વાતાવરણમાં હજુ ઠંડક હોય, આકાશમાં આમતેમ છૂટાંછવાયાં વાદળાં ટહેલતાં કે ઘડીક વરસતાં હોય એવા વાતાવરણમાં શ્રાવણ-ભાદરવામાં મનુષ્ય અનેરો ઉલ્લાસ અનુભવે છે.

ચોમાસાના ચાર મહિનામાં આ એવો ઉત્તમ કાળ છે કે જ્યારે માણસ સમય ફાજલ પાડીને ઉત્સવમાં ભાગ લઈ શકે છે, આરાધનામાં જોડાઈ શકે છે. ઉત્સવ એ મનુષ્ય-જીવનનું મોટામાં મોટું પ્રેરક બળ છે. ઉત્સવ એટલે માણસ ઘર છોડી બહાર નીકળી સમુદાયમાં ભળે, અનેક લોકો સાથે પ્રેમ, આદર, સહકાર, સત્કાર વગેરેની લાગણી અનુભવે. ઉત્સવ એટલે મનુષ્યની સામુદાયિક ચેતનાનો વિસ્તાર અને વિકાસ. ઉત્સવ ન હોય તો મનુષ્ય-જીવન ક્રમે ક્રમે જડ અને પાંગળું બની જાય. ફટાઈ જતા જીવનને ઉત્સવ નવો ઓપ આપે છે.

ભારતીય પરંપરામાં ભોગ અને ત્યાગ બંનેનું મહત્ત્વ સ્વીકારાયું છે. પરંતુ ત્યાગ દ્વારા ભોગ (तेन त्यक्तेन भुंजीथा)ની ભાવનાનું પ્રાધાન્ય ભારતીય પરંપરામાં જેવું છે તેવું બીજે બહુ ઓછું જોવા મળશે. ખાવાના આનંદ કરતાં સહેતુક ભૂખ્યા રહેવાનો આનંદ ઘણો ચઢિયાતો છે, એની પ્રતીતિ તો જેઓ એવું આચરે છે તેને વિશેષ હોય છે.

આપણાં પર્વોમાં ખાદ્ય પદાર્થો અને વસ્ત્રાલંકાર દ્વારા દેહને રીઝવવાનાં જેમ કેટલાંક લૌકિક પર્વો છે, તેમ ત્યાગ અને સંયમ દ્વારા આત્માની અનુભૂતિના આનંદને માણવા માટેનાં લોકોત્તર પર્વો પણ છે. પર્યુષણા પર્વનો મહિમા લોકોત્તર પર્વ તરીકેનો છે.

આત્માની એ ખાસિયત છે કે જો તે જાગ્રત ન રહે તો ઘડીકમાં પ્રમાદી અને મલિન બની જાય. આત્મશુદ્ધિ એ સતત કરવાનું કાર્ય છે. પર્યુષણા પર્વ એ માટેના પુરુષાર્થને પ્રેરે છે. પર્વનું જો આયોજન ન હોય તો ગમે તે માણસ ગમે તેટલું સારું કાર્ય કરે તો પણ એનો સામાજિક પ્રભાવ બહુ પડતો નથી. અનેક માણસો એક-સાથે આવા કાર્યમાં જોડાય છે ત્યારે તેઓ પરસ્પર એક-બીજાને માટે પ્રેરક બને છે અને એનો સામાજિક પ્રભાવ ઘણો મોટો પડે છે. પર્યુષણા પર્વ દરમિયાન જૈનોમાં ઉપવાસ વગેરે પ્રકારની જે નાની-મોટી તપસ્યા કરવામાં આવે છે એનો જો સરવાળો કરવામાં આવે તો આત્મશુદ્ધિના કાર્યમાં કેટલું મોટું યોગદાન છે એ સમજી શકાશે. માત્ર જડતાથી કે દેખાદેખીથી તપશ્ચર્યા કરનારા કેટલાક જરૂર હશે ('અને ભલે હોય) અને એવી તપશ્ચર્યાની ખોટી ટીકા કે નિંદા કરનારા પણ કેટલાક હશે (असमर्थो गृहारंभे समर्थो गृहभंजने) તો પણ સમગ્રપણે જોતાં માનવજાતિની આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાં પ્રતિવર્ષ આ પર્વ દ્વારા ઘણું મોટું કાર્ય થાય છે એમ સ્વીકારવું જ પડશે.

ધર્મની આરાધના દાન, શીલ, તપ અને ભાવ—એ ચાર પ્રકારે કરવાની કહી છે. દરેક પોતાની શક્તિ અને રુચિ અનુસાર એક યા બીજા પ્રકારે તેમાં પ્રવૃત્ત થઈ શકે છે. પર્યુષણા પર્વનું હાર્દ તે સાંવત્સરિક ક્ષમાપના છે. પોતાના બીજા પ્રત્યે થયેલા દોષો માટે ક્ષમા આપવી એ

સરળ વાત નથી. ક્યારેક તેમાં પારંપરિક ઉપચાર રહેલો હોય છે તો પણ એકંદરે પરસ્પર ક્ષમાપના દ્વારા જીવન વધુ સુસંવાદી અને સ્નેહમય બને છે. શાસ્ત્રકારો કહે છે કે જીવને એના અંતિમ લક્ષ્ય સુધી—મુક્તિ સુધી—પહોંચવામાં આ ક્ષમાપનાનું તત્ત્વ જ વધુ સહાયરૂપ થાય છે.

પર્વની ઊજવણી દરમિયાન વખતોવખત એક યા બીજી વાતનો અતિરેક થઈ જતો હોય છે. પર્વોની ઊજવણી પણ સમતોલ રહ્યા કરે, અતિરેક થાય તો તે શુભ તત્ત્વનો ઇષ્ટ અતિરેક જ હોય એ પ્રત્યે સમાજના વિવિધ વર્ગના – ગૃહસ્થથી સંત-મહાત્મા સુધીના – સૂત્રધારોએ લક્ષ આપવું જોઈએ. જ્યારે અનિષ્ટ અતિરેક થતો હોય ત્યારે એવી દોરવણીની ઘણી અપેક્ષા રહે છે. પર્વ આનંદોત્સવને બદલે ક્યારેક સમાજના વિભિન્ન સાંપ્રદાયિક વર્ગો વચ્ચે ક્લેશ–કંકાસ કે ઇર્ષ્યા–નિંદાનું નિમિત્ત બને છે. ક્ષમાપનાના દિવસે જ અક્ષમાનો ભાવ વધુ આવી જાય છે. એના જેવું બીજું દુર્ભાગ્ય કયું હોઈ શકે ?

પર્વદિન વેપારીઓ કે નોકરિયાત માણસો માટે જો નિવૃત્તિદિન હોય, વિદ્યાર્થીઓને માટે અનધ્યયનનો દિવસ હોય, તો પર્વની ઊજવણીમાં બધાં સારી રીતે ભાગ લઈ શકે. તહેવારો માત્ર ધાર્મિક જ હોય એવું નથી, સામાજિક કે રાષ્ટ્રીય પણ અવશ્ય હોવાં જોઈએ. પરંતુ આપણી સરકારો સૈકાઓથી ઉજવાતા આવેલા એવા કેટલાક ધાર્મિક-સાંસ્કૃતિક તહેવારોની રજા રદ કરીને કેટલાક

રાજકીય તહેવારોનો ઉમેરો કરે છે તે યોગ્ય નથી. સમય પલટાતાં રાજકીય તહેવારો તરત વાસી બની જશે. માત્ર સરકારી દફતરો અને કેલેન્ડરો પૂરતી જ એની નોંધ લેવાશે. પ્રજાજીવનમાં નવી ચેતના જગાડવામાં એમનો હિસ્સો ખાસ નહિ હોય. સૈકાઓથી ઉજવાતા આવેલા મોટા ધાર્મિક તહેવારોની રજા રદ કરવાથી એકંદરે તો આપણી ભારતીય ભાવનાઓને હાનિ પહોંચે છે. રજાના સમયનો કેટલાક લોકો દુર્વ્યય કરે છે, એ ફરિયાદ ખોટી નથી, તો પણ કામના કલાકોનું આયોજન એવી રીતે થવું જોઈએ કે જેથી મોટા ધાર્મિક પર્વોની રજા રદ કરવાની જરૂર ન પડે.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે વિભિન્ન વિદેશી આક્રમણો અને વિષમ પરિસ્થિતિઓ દરમિયાન ભારતીય સંસ્કૃતિને ટકાવી રાખનાર પરિબળોમાં આપણાં ધાર્મિક પર્વોનું યોગદાન ઓછું નથી.